આંતરભારતીય પુસ્તકમાળા

# સુરેશ જોષી
# કેટલીક નવલિકાઓ

સંપાદક
**નીતિન મહેતા**



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# અનુક્રમણિકા

# પ્રાસ્તાવિક

## 1

ગુજરાતી સાહિત્યક્ષેત્રે સુરેશ જોષીના આગમન પહેલાં અનેક સર્જકોએ ટૂંકી વાર્તાનાં જુદાં જુદાં પરિમાણોને યથાશક્તિ ઉઘાડવાના પ્રયત્નો કર્યા છે અને એ સ્વરૂપની શક્યતાઓને પોતપોતાની સૂઝ પ્રમાણે વિવિધ રીતે નાણી જોવાની મથામણો કરી છે. શરૂઆતના ગાળામાં ગુજરાતી ટૂંકી વાર્તાના વિકાસમાં પાયાનું યોગદાન કરનારા સર્જકોમાં ધૂમકેતુ, રા. વિ. પાઠક, ઝવેરચંદ મેઘાણી, સુંદરમ્, ઉમાશંકર જોશી, ગુલાબદાસ બ્રોકર, ચુનીલાલ મડિયા, પન્નાલાલ પટેલ, જયંતિ દલાલ તથા જયંત ખત્રીનું મૂલ્યવાન પ્રદાન રહ્યું છે.

ખાસ કરીને સુરેશ જોષી પહેલાં, શરૂઆતમાં જયંતિ દલાલ અને જયંત ખત્રીએ પોતાની કેટલીક વાર્તાઓમાં વિષયગત તથા શૈલીગત ધ્યાનાકર્ષક પ્રયોગો કર્યા અને એ દ્વારા મર્યાદિત ફલકમાં રહી ગુજરાતી વાર્તાને નવી દિશા તરફ લઈ જવાનું તથા પ્રયોગો માટેની શક્યતાઓ ચકાસી જોવાનું ઉલ્લેખનીય કાર્ય કર્યું તેની નોંધ લેવાની રહે. આ બે સુખદ અપવાદો બાદ કરતાં એ સમયે લખતા મોટા ભાગના વાર્તાકારોની લેખિની ટેવવશ પ્રવૃત્ત હતી. એમના વાર્તાલેખનમાં માત્ર ગતાનુતિકતાનું પુનરાવર્તન જોવા મળતું હતું. પોતાની એક વાર સિદ્ધ થઈ ચૂકેલી શૈલીની પ્રદક્ષિણા કરી કરી તેઓ આત્મતુષ્ટિનો અનુભવ માણતા હતા. 1955 પહેલાંની ઘણીખરી વાર્તાઓમાં વિષયપસંદગીમાં તથા આલેખનરીતિમાં એકવિધતા જોવા મળતી હતી. વાર્તાકારનો વાસ્તવિકતા વિશેનો ખ્યાલ સપાટી પરનો, એકાંગી અને ધૂંધળો હતો. સામાજિક, આર્થિક તથા નૈતિક પ્રશ્નો, એકપરિમાણી પાત્રો, ભારે, છાપાળવી તથા દૂંદાળી ઘટનાઓ, ભાવનાશીલ તથા આદર્શમય જગતનું એકસૂરીલાપણું, માંદલી રોમેન્ટિકતા, તાલમેલિયા ચમત્કૃતિભર્યા અંત અને વાચાળતા એ સમયની ઘણીખરી વાર્તાઓમાં જાણ્યેઅજાણ્યે પ્રવેશી ગયાં હતાં. સ્વરૂપ, શૈલી, ભાષા, વાસ્તવિકતાના આલેખનની

પ્રયુક્તિઓ વિશેની માન્યતાઓ રૂઢ થવા આવી હતી. આને કારણે ટૂંકી વાર્તાના સ્વરૂપને સ્થગિતતા અને કૃતકતાનો પાસ લાગ્યો હતો.

1957માં સુરેશ જોષીનો ‘ગૃહપ્રવેશ’ નામનો વાર્તાસંગ્રહ પ્રગટ થાય છે અને એમની વાર્તાવિભાવના તથા વાર્તાઓ દ્વારા ટૂંકી વાર્તાના સ્વરૂપમાં નવો પ્રાણસંચાર થાય છે. પ્રયોગો માટેના સાહસની મોકળાશ વિસ્તરે છે. નવા આવનાર સર્જક માટે સ્વાતંત્ર્યનિર્માણ થાય છે. આ સંગ્રહની ‘કિંચિત્’ નામની પ્રસ્તાવનામાં વ્યક્ત થયેલા કલા તથા ટૂંકી વાર્તા વિશેના વિચારો ઠીક ઠીક ઊહાપોહ મચાવે છે. આ પ્રસ્તાવનામાં સુરેશ જોષીની આધુનિકતાનો ભાવબોધ પ્રગટાવતી કલામીમાંસા અને ટૂંકી વાર્તાની વિભાવનાથી પરંપરાગત અને બંધિયારપણામાં અટવાઈ ગયેલી ટૂંકી વાર્તા સામેનો વિદ્રોહનો સૂર તીવ્ર બને છે અને આ સ્વરૂપના વિકાસ માટેનું ઉચિત વાતાવરણ નિર્મિત થાય છે.

## 2

નવા આવનાર સર્જક માટે ચિંતાનો વિષય અને પડકાર તો એ હોય છે કે પોતાના પૂર્વકાલીન સર્જકોના પ્રભાવમાંથી કઈ રીતે મુક્ત થવું ? કાં તો એ પરંપરાનું અનુકરણ કરે, એનો એક અંશ બની એ પ્રવાહમાં પોતાની જાતને ઓગાળી દે, સાહિત્યના ઇતિહાસના એક પ્રકરણમાં લેખકોની યાદીમાં સમાઈ જાય અથવા તો પરંપરાને ઓળખીને, એની મર્યાદાઓને જાણીને પોતાની વ્યક્તિગત પ્રતિભા વડે એની સામે વિદ્રોહ કરે તથા પોતાનો નિજી અવાજ સિદ્ધ કરે. સુરેશ જોષી આ બીજો માર્ગ પસંદ કરે છે.

આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તાના ક્ષેત્રમાં એમની વાર્તાવિભાવનાએ અને એમની ટૂંકી વાર્તાઓએ યુગપ્રવર્તક કાર્ય કર્યું. ટૂંકી વાર્તાનાં ઘટકતત્ત્વો જેવાં કે ઘટના, પાત્ર, સંવિધાન, માધ્યમ, વાતાવરણ, કથનકેન્દ્ર અને કાળયોજના વિશે એમણે ક્રાન્તિકારીની રીતે, પ્રયોગધર્મી બની જે વિચારણા રજૂ કરી એનું મૂલ્ય જરાયે ઓછું નથી. સાથે સાથે રૂપરચનાની હિમાયત દ્વારા ટૂંકી વાર્તાને એમણે શુદ્ધ કળા તરીકે સ્થાપવાની જે જે મથામણો કરી તેનું મહત્ત્વ વિશેષ છે. એક રીતે જોઈએ તો સુરેશ જોષીનું વાર્તાલેખન એ પૂર્વકાલીન ગુજરાતી વાર્તાઓની ‘મીમાંસા’ છે. આ દ્વારા એમણે ગુજરાતી વાર્તાઓ સામે પોતાનો આગવો વિવેચનસિદ્ધાંત (critique) ઊભો કર્યો જેમાં વિરોધ અને નવ આંદોલનના બે સૂર સાંભળી શકાય છે.

એમની વિચારણા એ શુદ્ધ કલાવાદીની વિચારણા છે. એમણે એક જગ્યાએ કહ્યું

છે કે 'મારો વૈષ્ણવ કે શૈવ સંપ્રદાય નથી, હું કેવળ રસસંપ્રદાયનો જ છું.' સુરેશ જોષી કલાને નિર્હેતુક પ્રવૃત્તિ માને છે. વાર્તા લખવાનું પ્રયોજન એમને મન 'લીલા' માત્ર છે. એ સ્વયંપર્યાપ્ત નિર્માણ છે અને તે જ કલામાત્રનું પ્રયોજન છે. કલાની સિદ્ધિ સિવાયનાં અન્ય સામાજિક પ્રયોજનોનું એમને મન કોઈ મૂલ્ય નથી. વાર્તામાં એની રચનાપ્રક્રિયા દ્વારા જ જીવનમૂલ્યો સિદ્ધ થાય છે. મૂલ્યો કલાની શરતે કલામાં પ્રવેશે એવો એમનો આગ્રહ છે. તેથી જ એમણે કહ્યું કે કલામાં સાધારણીકરણનો નહીં પણ વિલીનીકરણનો મહિમા કરવો જોઈએ. કલામાં માત્ર અર્થસમર્પક રૂપનું જ મહત્ત્વ છે. વ્યાવહારિક, નૈતિક, ઐતિહાસિક કે સામાજિક ધોરણો કલાના મૂલ્યાંકનમાં ઝાઝાં કારગત નીવડતાં નથી. આ બધાં તો કલાની સામગ્રી છે, એના પર સંવિધાનના સંસ્કાર પડવા જોઈએ. સામગ્રી કે જીવનને કલા માની લેવાની ભૂલ ન કરવી જોઈએ. સામગ્રી એ કલાની ઉત્કૃષ્ટતાનો સાચો માપદંડ નથી.

આગળ જતાં ટૂંકી વાર્તામાં ઘટના વિશે વાત કરતાં એમણે કહ્યું કે વાર્તામાં ઘટનાતત્ત્વના હ્રાસનું મહત્ત્વ છે. આ ઘટના વાચ્યાર્થ પૂરતી સીમિત ન રહેવી જોઈએ. એ વ્યંજનાને વિસ્તરવા માટેનો અવકાશ રચી આપે એવી હોવી જોઈએ. એમણે ઘટનાના સમૂળગા ઇન્કારની વાત ક્યારેય કરી નથી. ઘટનાને પ્રતીકની કક્ષાએ ટૂંકી વાર્તામાં પ્રયોજવી જોઈએ એવી અપેક્ષા જરૂર રાખી છે. ઘટનાહ્રાસ એ રૂપાંતરનું બીજું નામ છે. આ સંદર્ભમાં સૂચક રીતે એમણે કહ્યું છે કે 'દરેક ઘટનાને એનું આગવું વજન હોય છે. એ વજન ગળે બાંધેલા પથ્થર જેવું હોય તો વાર્તાને ડૂબાડે; એ વજન પંખીની પાંખ જેવું હોય તો વાર્તાને ઉરાડી શકે. પોતાની વિશિષ્ટ આકૃતિ જાળવવા પૂરતું ઘટનાનું ગુરુત્વાકર્ષણ(gravitation) જાળવવું, ને એની (gravitation) સાથે એના લેવીટેશન(levitation)નું બળ પણ સર્જકે પ્રકટ કરવું જોઈએ. આ બે બળોના સંતુલનથી ઘટનાનો પિંડ બંધાવો જોઈએ.' આ જ અર્થમાં વાર્તામાં ઘટના માત્ર 'સ્પ્રીંગબોર્ડ'નું કામ આપે એવી હોવી જોઈએ. તેથી જ ઘટનાના આલેખન વખતે કલાના પ્રયોજનને અનુસરીને તેનું પુનર્રચન કરવું રહ્યું. વાર્તામાં એક 'કેન્દ્રિય બિંદુ' (focal point) હોવું જોઈએ જેથી વાર્તાની ઘટનાનો સમગ્ર સંદર્ભ ઊઘડી આવે અને આ ઘટનાનિર્માણની પદ્ધતિ દીર્ઘવર્તુળાકાર(elliptical) હોવી જોઈએ. આ માટે એમણે આકારસિદ્ધિ, રૂપરચના તથા વાસ્તવિકતાના રૂપાંતરની પ્રક્રિયાને કેન્દ્રવર્તી ગણી. ભાવનું નહીં પણ ભાવના આકારનું આખરે તો કલામાં મૂલ્ય છે. વારંવાર એમણે કહ્યું છે કે મૂળ વસ્તુથી બને એટલા દૂર જઈ ઘટનાનું નિરૂપણ કરવું જોઈએ. આ માટે ટેકનિકની, અભિવ્યક્તિની જુદી જુદી રીતિઓ દ્વારા વાર્તામાં અનુભવને આકાર આપવાનો છે. વાર્તામાં ટેકનિક

કે રચનારીતિ બાહ્ય કે સપાટી પરની તરકીબ નથી. એ તો રચનાનું જીવાતુભૂત તત્ત્વ છે. આમ તો વાર્તાકારની વ્યૂહરચના છે. કથન-વર્ણનના સ્તરેથી પાત્રના સંવેદનવિશ્વને સમજવા તથા નિરૂપવા સુધીની યોજવામાં આવતી રચનારીતિ વાર્તાના બહુપાર્શ્વી વિશ્વને આપણી આગળ ઉજાગર કરે છે.

ટૂંકી વાર્તામાં રૂપાંતર સિદ્ધ કરવા માટે વાર્તાકાર સીધીસાદી કથનશૈલીથી લઈ કપોલકલ્પિત, ઍબ્સર્ડ, રૂપકગ્રંથિ, બાળકથા, દંતકથા, પરીકથા, પુરાણકથા અને કલ્પનપ્રતીકના સંયોજનવાળી કવિતાના સીમાડા સુધી ગતિ કરતી અનેક પ્રકારની રચનારીતિઓનો એક પ્રયુક્તિ તરીકે આધાર લઈ શકે છે અને વાર્તાની આગવી ડિઝાઇન નિર્માણ કરી શકે છે. આખરે કલાના આસ્વાદનો વિષય સુરેશ જોષીને મન 'આકારનિર્મિતિ' છે. વાર્તાકલામાં રચનારીતિ એ એનું પ્રાણતત્ત્વ છે. બાહ્ય ઉપચાર કે શણગાર નથી. એમણે જ કહ્યું છે કે પરીકથાની શૈલીમાં પણ નવી વાર્તા લખી શકાય પણ માત્ર કલ્પન-પ્રતીકનો ખીચડો વાર્તાને વાર્તા ન બનાવી શકે. આખરે તો શૈલી એ વાસ્તવિકતાનું નવું ને જુદું જ અર્થઘટન કરતી હોય છે.

સુરેશ જોષીની ટૂંકી વાર્તાની વિભાવનાએ એ સમયના અન્ય સર્જકોને રચનાની આકૃતિ વિશે સભાન કર્યા અને અભિવ્યક્તિનાં અનેક સાહસો કરવા માટેની દિશા ખોલી આપી. એમણે કલાનુભવની ભૂમિકાએથી માનવનિયતિ અને માનવસંદર્ભ તથા યુગની સંવેદનાને જોવાતપાસવાનો દૃઢાગ્રહ રાખ્યો. સુરેશ જોષીની વાર્તાઓને એમણે આપેલી ટૂંકી વાર્તાની વિભાવનાના માપદંડ વડે જ તપાસવી અનિવાર્ય નથી. એમની વાર્તાઓ એક સભાન કલાકારની મથામણોનો આલેખ આપતાં 'મનોયત્નો' છે અને સાથે સાથે એમની વાર્તાવિભાવના એ એમની વાર્તાઓના મૂલ્યાંકન માટેનું બચાવનામું પણ નથી. પરન્તુ એમની રચનાઓના આંતરકૃતિત્વને તપાસતાં એમની વિચારણા ક્યાંક ક્યાંક સહાયરૂપ થઈ શકે ખરી. આ ઉપરાંત અન્ય સાહિત્યસ્વરૂપો જેવાં કે નિબંધ, કવિતા અને નવલકથાના સ્વરૂપમાં એમણે જે કામ કર્યું એના સંદર્ભો પણ એમની વાર્તાઓની તપાસ માટેની પ્રાથમિક ભૂમિકા પૂરી પાડી શકે.

## 3

સુરેશ જોષીની વાર્તાઓની રૂપરચનાને અનેક કેન્દ્રોથી તપાસી શકાય. વાર્તાઓમાં થયેલી વિષયવસ્તુની માવજત, રચનારીતિની વિવિધ પ્રયુક્તિઓ દ્વારા વાસ્તવિકતાનું થતું રૂપાંતર અને અર્થઘટન, સમય તથા વાતાવરણનું પ્રતીકાત્મક સંયોજન, પાત્રોની યોજના

દ્વારા પ્રગટતો બદલાયેલો માનવ વિશેનો તથા યુગવિષયક સંદર્ભ, વ્યક્તિની સંવેદના સાથે સંકળાયેલા અસ્તિત્વના પ્રશ્નો અને વાર્તાઓના સંવિધાનમાંથી રચાતા સંકેતપરક અવકાશના સંદર્ભમાં એમની વાર્તાઓનું વિશ્વ કેવું છે એનો અણસાર મળી શકે. આ બધાં તત્ત્વો એમની અલગ અલગ વાર્તાઓમાં ક્યાંક સ્વતંત્ર સ્વરૂપે, ક્યાંક મિશ્રિત સ્વરૂપે એક કે બીજી રીતે ગુંથાયેલાં જોઈ શકાય છે. શરૂઆતની એમની કેટલીક વાર્તાઓમાં ઘટનાતત્ત્વનો આછો-પાતળો તંતુ પ્રગટભાવે સંકળાયેલો જોવા મળે છે. વાસ્તવિકતા એક પૃષ્ઠભૂ તરીકે આવે છે અને એની સમાંતરે બૃહત્ માનવપરિસ્થિતિના આલેખન તરફની વાર્તાકારની ગતિ જોઈ શકાય છે. ‘જન્મોત્સવ’, ‘વૈશાખ સુદ અગિયારસ’, ‘પાંચમો દાવ’, ‘નળદમયંતી’, ‘કુરુક્ષેત્ર’, ‘વારતા કહો ને !’, ‘થીગડું’ કે ‘ગૃહપ્રવેશ’ જેવી વાર્તાઓમાં પરિચિત વાસ્તવિકતાનાં પરિમાણો બદલવાની એક પ્રયુક્તિ તરીકે સન્નિધિકરણનો વિનિયોગ થયેલો જોઈ શકાય છે. આ વાર્તાઓમાં અર્થયુક્ત સંરચના વિકસતી વિકસતી બે સમાન કથાનકો કે વૃત્તાન્તો દ્વારા માનવપરિસ્થિતિ અને જગત વિશે કોઈ જુદો જ ધ્વનિ પ્રગટાવે છે.

‘જન્મોત્સવ’માં સમયના એક જ બિન્દુ પર ત્રણ પરિસ્થિતિનું સમાંતરે આલેખન થતું આવે છે. જેમાંની બે પરિસ્થિતિઓ ઘડિયાળના કાંટે કાંટે એક સાથે નિરૂપાતી આવે છે અને આ બે પરિસ્થિતિના સ્ફોટમાંથી જ ત્રીજી પરિસ્થિતિનું સૂચન થાય છે. અસિતના તંત્રજ્ઞાન દ્વારા થતો કૃષ્ણજન્મ, એની સાથે ભળેલું કુતૂહલ, મનોરંજન અને વિધિવિધાનનું રૂઢિગત યાંત્રિક તત્ત્વ સામાજિક મેળાવડાનું વાતાવરણ રચે છે. કાનજીને ત્યાં થતો કિસનનો જન્મ કાનજી માટે આનંદનો અવસર નથી. આ પહેલાં ભાગવતની કથામાં મથુરાના કારાગારમાં થયેલો કૃષ્ણનો જન્મ પણ વસુદેવને માટે ઉત્સવ તો નહોતો જ. એક પરિસ્થિતિમાં હળવાશ છે, બીજીમાં કરુણનો ઘેરો રંગ પુરાયેલો છે. અહીં બે પરિસ્થિતિ વચ્ચે વિરોધ નથી પણ સામ્ય સ્થાપિત થાય છે. કાનજીની જેમ જ ભાગવતના કથાનક અને યંત્રવિજ્ઞાનની કરામતના વસુદેવ – બન્ને લાચાર છે. એકમાં કાનજી કિસનના ટાંટિયા તોડાવી તેનું ભવિષ્ય પાકું કરી લે છે. આથી બીજાની સહાનુભૂતિનો લાભ ભવિષ્યમાં કિસનને મળવાનો છે અને તેની રોજીરોટીનો પ્રશ્ન ટળી જવાનો છે. વસુદેવ પણ કૃષ્ણને નંદને ત્યાં મૂકી આવે છે. આમ જુઓ તો ત્રણેય પરિસ્થિતિમાં કૃષ્ણ અને કૃષ્ણનો પિતા લાચાર છે અને અનુકંપાને પાત્ર છે. સુરેશ જોષીની પ્રતિભાનો પ્રથમ સ્પર્શ વાર્તાની પ્રયુક્તિમાં જોઈ શકાય છે. વાર્તાના અંતિમ પરિચ્છેદમાં ભાષા હળવી છે. એમાં વ્યંગ અને કરુણ કટાક્ષ છે. મૂળ તો મહાભારતના મહાનાયક, અસિતની દુનિયાને સૂચવતા યંત્રવિજ્ઞાનના કૃષ્ણ તથા કાનજીનો કિસન ત્રણે અંતે તો લાચાર

છે. ત્રણેનાં મૂળિયાં જન્મથી જ ઊખડી ગયાં છે. 'જન્મોત્સવ' આખરે તો સૃષ્ટિના અધિષ્ઠાતાની લાચારીને વાચા આપે છે. આ ત્રણે કથાનકમાં અસહાય પરિસ્થિતિ વચ્ચે સામ્ય અને એ દ્વારા વ્યંગ તથા જાગતિક પરિસ્થિતિ પ્રત્યેની વક્રોક્તિ જોઈ શકાય છે. દીન-દલિતની વિષમતાના સામાજિક ચિત્ર પાસે જ વાર્તા અટકી જતી નથી. માનવીની અસહાય લાચાર પરિસ્થિતિમાં ઈશ્વર સહેજે ફેરફાર કરી શકતો નથી કારણ કે એ સ્વયં લાચાર છે તેનું સૂચન આ વાર્તામાં છે.

'વૈશાખ સુદ અગિયારસ'માં આભાના લગ્ન નિમિત્તે કેતકીના વૈધવ્યની તથા કારુણ્યની વાત કહેવાઈ છે. કેતકી અહીં સ્થળમાંથી સમયમાં ગતિ કરે છે. અહીં પણ બે સમય સાથે-સામે ચાલે છે. 'પાંચમો દાવ'માં પતિ-પત્નીની એકબીજા તરફની બેવફાઈ વાર્તામાં કેન્દ્રમાં છે. બન્ને એકમેકને છેતરતાં રહે છે અને અંતે બન્ને એકમેકની ચોરી પકડી પાડી હાશકારો અનુભવે છે. કનુના દાખલા ગણવાના સમાંતર કથાનક દ્વારા તથા ઉપકથાની પ્રતીકાત્મકતાથી સંકેતવિસ્તારની કેટલીક રસપ્રદ ક્ષણો સન્નિધિકરણની પ્રયુક્તિથી આલેખાઈ છે. 'નળદમયંતી' વાર્તામાં નળદમયંતીની કથાનું સિનેમા દ્વારા મૂર્ત થતું આભાસી(virtual) વાસ્તવ તથા ચિત્રાનું તથ્યનિષ્ઠ વાસ્તવ સમાંતરે રજૂ થયાં છે. આ વાર્તામાં આર્થિક વિષમતા કે નૈતિકતાનો પ્રશ્ન કેન્દ્રમાં નથી. દમયંતી જે પરિસ્થિતિમાં મુકાઈ હતી એવી જ પરિસ્થિતિમાં ચિત્રા મુકાઈ છે. ચિત્રા પણ દમયંતીની જેમ વિકટ પરિસ્થિતિમાંથી પોતાની જાતને કેવી રીતે ઉગારી લે છે તે ભાવશબલતા (ambivalence of emotion) દ્વારા કલાત્મક રીતે દર્શાવવામાં આવ્યું છે. એક બાજુ સિનેમાહૉલમાં તેની સાથે બેઠેલા માનવી પ્રત્યે ચિત્રાના ચિત્તમાં સમભાવ જાગે છે. સમભાવથી તે પરપુરુષના સ્પર્શને સ્વીકારી લે છે. પોતાની જાતને સમગ્ર પરિસ્થિતિથી અળગી રાખે છે. સમગ્ર પરિસ્થિતિ પ્રત્યે તે તટસ્થ અને ઉદાર છે. એને પોતાની જ આંતરશ્રીનો વિશિષ્ટ પરિસ્થિતિમાં પરિચય થાય છે અને વર્તમાનમાં ઘટી રહેલી ઘટનાને તે અતિક્રમી જાય છે. પોતાના શરીર અને મનને તે જુદાં કરી નાખે છે. ઑફિસમાં થતી નરેશની માનહાનિને સ્મૃતિની મદદથી પોતાનામાં સાકાર કરી, શરીરના અનુભવથી મનને અલિપ્ત રાખે છે. અહીં કલાના અનુભવમાં નૈતિક મૂલ્યો વાચકને વચ્ચે નડતાં નથી. ચિત્રા તેના લાક્ષણિક અર્થમાં સતીની કોટિએ પહોંચે છે. એક સંવેદનશીલ, શિક્ષિત અને સંસ્કારી નારી પોતાની સંવેદનાને વાચાળ રીતે શાબ્દિક રૂપ આપે છે, જોકે એ ટાળી શકાયું હોત.

'વારતા કહો ને !'માં ચંપાની માતૃત્વની ઝંખના અપૂર્ણ રહી છે. ચંપાના વર્તનથી રોષે ભરાયેલા ઇન્દુભાઈ પહેલાં તો ચંપાને થપ્પડ મારી બેસે છે અને ત્યાર બાદ ક્ષણિક

આવેશમાં આવી ગયેલી ચંપાને મનાવી હળવી બનાવે છે. ચંપાને નિમિત્તે ઇન્દુભાઈની વેદના તીવ્ર બને છે. આમ તો બન્ને એક જ પરિસ્થિતિમાં છે. ચંપાની માતૃત્વની ઝંખના અપૂર્ણ રહી છે તો ઇન્દુભાઈએ પણ દીકરી ગુમાવી છે. વાર્તાને અંતે બન્નેનું પરિવર્તન થાય છે. ઇન્દુબાઈનો રોષ વાત્સલ્યમાં પરિણમે છે. પોતાની મૃત દીકરી રેણુને તેઓ ફરીથી ચંપા દ્વારા પામે છે. રેણુની વાત જોડાવાની સાથે જ સમગ્ર વાર્તાનો સંદર્ભ બદલાઈ જાય છે. 'કુરુક્ષેત્ર'માં મહાભારતકાલીન સમય અને વર્તમાન સમય વચ્ચેની સમાનતા કુરુક્ષેત્રના પ્રતીક દ્વારા મૂર્ત થાય છે. નાયક પોતાના અખંડ સ્વરૂપને પત્ની તથા કવિતામાં પામી શકે પરન્તુ પોતે જ છિન્નભિન્ન હોય અને કશું જ પૂરેપૂરું પામી શકતો ન હોય તો પત્ની તેને અખંડ રીતે પ્રગટ કરી શકે ખરી? મધ્યમ વર્ગની વિટંબણા કે સંઘર્ષની પાસે જ આ વાર્તા અટકતી નથી. અહીં સંવેદનશીલ માનવીની પાયાની વેદના રૂંધી નાખતી પરિસ્થિતિના આલેખન દ્વારા થોડી વાચાળતાથી વ્યક્ત થઈ છે.

'થીગડું'માં પ્રભાશંકરના જીવનની સમાંતરે ચિરાયુની કથા દ્વારા સ્મૃતિ અને અપેક્ષા વચ્ચે મુકાયેલા માનવીનું જીવન કેવું હોય એ પ્રશ્ન ગુંથાયો છે. 'થીગડું'ના અભિધાયુક્ત અર્થથી લઈ વ્યંજનાપૂર્ણ અર્થ સુધીનો વિસ્તાર આ વાર્તામાં છે. ચિરાયુ તથા પ્રભાશંકરના સમય વાર્તાને અંતે એકબીજામાં ભળી જાય છે. જીવનની સંધ્યાએ પોતાના કોટના રંગ જોડે મેળ ન ખાતું કપડું લઈ પ્રભાશંકર થીગડું મારવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. ચિરાયુ થીગડું મારવા માટે બારણે બારણે ભટકે છે. ચિરાયુ માટે એનું પહેરણ એના અસ્તિત્વનો એક અનિવાર્ય અને દૂર ન કરી શકાય એવો અંશ છે. વસ્ત્ર વિધિ દ્વારા પહેરાવાઈ ગયું છે એની અસરકારકતા ખંડિત થઈ છે, પૂર્ણપણે ચાલી ગઈ નથી. એ હવે વસ્ત્ર ઉતારી શકે એમ નથી. વસ્ત્ર જોડે સંકળાયેલી શરતો માતાપિતા કે નગરજનો પૂરી કરી શક્યાં નથી. એ શરતો પૂરી થાય એવી આતુરતાથી ચિરાયુ બારણે બારણે થીગડું મારવાની આજીજી કરતો ભટકે છે. મનુની ઇચ્છા એ વસ્ત્ર ઉતારી દઈને એને વેદનામુક્ત કરવાની છે પણ ચિરાયુને તો વસ્ત્ર સંધાવીને અમર રહેવું છે. માનવી માત્રનો આ વિષાદ છે. એની પૂર્ણતાની ખોજ કે સુંદર રહેવા માટેની ઝંખના ભાગ્યે જ ટકાઉ રહે છે. પ્રભાશંકર થીગડું મારી શકે છે, ચિરાયુ નહીં, એણે તો ભટકવાનું જ છે. ચિરાયુને મળેલું વરદાન શરતને કારણે એને માટે શાપરૂપ બને છે. માનવીની અમર્યાદ પ્રાપ્તિની સાથે અમર્યાદ ઝંખના અને વેદના જોડાયેલાં છે. ચિરાયુને મળેલું અમરત્વ અમર્યાદ છે. યાતના જ માનવીના અસ્તિત્વનો અર્ક છે. એક જિજીવિષાથી થીગડું મારે, એક થીગડું મારવા માટે ભટકે. રાજારાણી ચિરાયુની અમર્યાદ લાલસાને સહન કરી શકતાં નથી માટે અભિશાપ ઉચ્ચારે છે અને એ જ માનવીનું ગૌરવ છે. અમરત્વનો ચહેરો

ભયાનક, કુત્સિત તથા ઘૃણાસ્પદ છે. ચિરાયુને પોતાની અમરતા ગમતી હશે પણ એની આસપાસના માનવીનું શું ? એનું અમરત્વ એને માટે જ પરમ યાતનાનો વિષય બને છે. બે સમાંતર કથાનકોની સન્નિધિમાંથી માનવ અસ્તિત્વની અમરતાની ઝંખના અને તેની જોડે સંકળાયેલાં વિષાદ અને એકલતા આ વાર્તાના અર્થઘટનની શક્યતાઓને વિસ્તારે છે.

'ગૃહપ્રવેશ'માં ભાષાનું તથા સમયનું કાઠું બદલાયેલું જોવા મળે છે. પત્નીની બેવફાઈનો વિષય કંઈ નવો નથી. એને બહેલાવીને ઘેરા રંગો પૂરી વાત કરવાનું લેખકે ટાળ્યું છે. આ વાર્તામાં ઘટના વિશેના ભાવ-પ્રતિભાવ પ્રફુલ્લની વેરવિખેર માનસિક સ્થિતિ દ્વારા વ્યક્ત થયા છે. આ આલેખનમાં તાજગી છે. રોજબરોજની ભાષાની ગતિ અને સમયની ગતિનો અહીં તાલભંગ થયો છે. ઘટનાનો ઝાઝો ભાર વર્તાતો નથી. પતિ-પત્નીની વાતને બદલે વાર્તાનાયક પ્રફુલ્લના આંતરમનની વાત વધારે તીવ્ર બને છે. સમય અહીં આગળ વધે છે, પ્રફુલ્લ પાછળ રહી જાય છે. બીજું, વૈશ્વિક ઘટનાઓ જોડે તથા ભવિષ્યનાં સપનાં અને તરંગબુટ્ટાઓ જોડે સંકળાયેલી ભાષા પ્રફુલ્લના ચિત્તના હાલકડોલક, વર્તમાનથી અસહાય બની નાસી છૂટવાના ફાંફા મારતા ચિત્તની ગતિનો આડોઅવળો ગ્રાફ દોરે છે. એ સ્થિરતાનું બિન્દુ ગુમાવી બેઠો છે. પ્રફુલ્લ એના લાક્ષણિક અર્થમાં ગૃહપ્રવેશથી સદાને માટે વંચિત રહે છે. 'વાર્તાની વાર્તા' તથા 'પ્રથમ મનોયત્ન' આ બન્ને વાર્તામાં સર્જકતા સાથે સંકળાયેલી અડચણો, પરંપરાગત વાર્તાની કથનરીતિ, ભાષા, ઘટના ઇત્યાદિ વિશે શરૂઆતમાં હળવો કટાક્ષ જોવા મળે છે. પહેલી વાર્તામાં સન્નિધિકરણ અને સાહચર્યોની પ્રયુક્તિ લેખે લગાડાઈ છે. બન્ને વાર્તામાં પરંપરાગત વાર્તાલેખનની સામગ્રીમાંથી કેવી રીતે મુક્ત થવું તે લેખકને સતાવે છે. બન્ને વાર્તામાં મૂળ તો વિચ્છેદની વાત છે. પરન્તુ હકીકતને કલામાં કઈ રીતે રૂપાંતરિત કરવી તે મોટો કોયડો બન્ને વાર્તાના કેન્દ્રમાં છે. 'વાર્તાની વાર્તા' એ પ્રશ્નને જીવનની હકીકત અને વાર્તાકલાની સમાંતરે સૂક્ષ્મ સ્તરે પ્રગટ કરે છે. 'પ્રથમ મનોયત્ન'માં એ ભૂમિકા સુધી ઝાઝું પહોંચી શકાયું નથી.

સુરેશ જોષી ઘણી વાર ઇતિહાસકથા, લોકકથા, દંતકથા, પરીકથા અને પુરાણકથાના ઉપજાવેલા અંશોને પ્રયુક્તિના એક ભાગ રૂપે મૂળ વાર્તામાં સેળવીભેળવી દે છે અને એ દ્વારા એના સંદર્ભોને આધુનિક માનવીની સંવેદના તથા એના અસ્તિત્વને મૂંઝવતા પ્રશ્નો જોડે સાંકળી એક નવો જ સમ્બન્ધ રચે છે. 'વીરાંગના' જેવી વાર્તાના શીર્ષકમાં જ વિડમ્બના છે. આ વાર્તાની નાયિકા સંયુક્તા વીરાંગના થઈ શકતી નથી. માતાની તથા અન્ય પુરુષોની સત્તાનો એ ભોગ બને છે. તેનું શોષણ મા તથા અન્યો દ્વારા થાય

છે. મધ્યકાલીન વાતાવરણ સમકાલીન વાતાવરણની વિરુદ્ધ અહીં પ્રતીકાત્મક રીતે વણાયેલું છે. વાર્તામાં વિપરીત વેશે પ્રવેશેલા અર્થો સંયુક્તાના કરુણને ઘેરો બનાવે છે. 'લોહનગર'માં રૂપકગ્રંથિનો અનેક અર્થો વ્યંજિત કરતો વિસ્તાર છે. આપણાં કેટલાંક મૂલ્યો સ્વતંત્રતા, શહીદી, બલિદાન, દેશપ્રેમ, ત્યાગ અને કેટલાક આદર્શો અને ભાવનાઓના લોહનગરમાં આપણે કેવાં બદ્ધ થઈ ગયાં છીએ તે ભભકાભરી, ઉપરઉપરના ચળકાટવાળી ગૌરવયુક્ત ભાષાના લેબાશ દ્વારા દર્શાવાયું છે. આપણે આદર્શો અને મૂલ્યોને નામે કારાગારો રચીએ છીએ પછી પોતે કેવાં સુરક્ષિત છીએ એવો ભ્રમ કેળવી તેનાથી જ રિબાતાં પોતાના જ સ્વત્વના મરણનું કારણ કેવી રીતે બનીએ છીએ તે આ વાર્તામાં સમર્થ રીતે દર્શાવાયું છે. આ પ્રકારની વાર્તાઓ મર્યાદિત અર્થઘટનોની સીમામાં પુરાઈ ન રહેતાં, ગ્રાહકતાનાં બદલાતાં ધોરણોના સંદર્ભમાં નવાં નવાં અર્થઘટનોની દિશા ખોલી આપે છે.

આધુનિક માનવીની અનેક ભાવપરિસ્થિતિઓને સુરેશ જોષીએ અલગ અલગ રચનાવિધાનોથી વર્ણવી છે અને એ દ્વારા પાત્રના સંવેદનાજગતને તથા એના ચિત્તગત સમયની જુદી જુદી મુદ્રાઓને રૂપ આપવા સામસામા છેડાની શૈલીઓને વાર્તામાં પ્રયોજી છે. યંત્રસંસ્કૃતિની સામે તેઓ પ્રકૃતિને લઈ આવે છે. વર્તમાન જીવનની નિઃસારતા, સંવેદનજડતા અને અસંગતિભર્યા જગતની સામે વિસ્મય અને ભયાનકથી ભર્યું ભર્યું પરીકથાનું, કપોલકલ્પનાનું વિશ્વ લઈ આવે છે. આ માટે વાર્તામાં તેઓ સ્પર્શક્ષમ અને પ્રતીકાત્મક વાતાવરણનો વિનિયોગ કરે છે. એમની મોટા ભાગની વાર્તાઓનાં પાત્રોનું ભૂતકાળની સમૃદ્ધિથી સભર એવું જગત ક્યાંક અલોપ થઈ ગયું છે. એ પાત્રો આપણા સમયની જીવનરીતિઓ અને સંરચનાઓ જોડે સંવાદ સાધવામાં નિષ્ફળ જાય છે એટલે આ વાર્તાઓમાં સ્ત્રી-પુરુષોના સમ્બન્ધોની સૃષ્ટિ અદ્‌ભુત ને ભયાનકથી રસાયેલી છે. એમનાં પાત્રો વારંવાર પ્રકૃતિ તરફ વળવાની ઝંખના સેવે છે. બુદ્ધિવાદે, વિભાવનાઓએ તથા તારણોએ જગતને હ્રસ્વ અને એકવિધ કરી દીધું છે. જીવન કશાકની અવેજીમાં પરોક્ષ રીતે જીવાય છે. આ અભાવગ્રસ્ત જીવનની સામે તેઓ ઇન્દ્રિયપ્રત્યક્ષ જગત રચે છે. વર્તમાનની યંત્રણાથી મુક્તિ મેળવવા એમનાં પાત્રો વારંવાર ખોવાઈ ગયેલા સમૃદ્ધ ભૂતકાળ તરફ ઉન્મુખ બને છે. વર્તમાનમાં એક બાજુ ખાલીપણું, એક્લતા, વેરવિખેરપણું અને શૂન્યતા છે. પોતાનું ખોવાયેલું વિશ્વ સજીવન કરવા તેઓ પરીકથા, દંતકથાના પ્રદેશોની યાત્રાએ પાત્રોને લઈ જાય છે. એમનાં પાત્રો વર્તમાનથી ઊખડી ગયાં છે તેથી કાળની યોજનામાં ભૂતકાળ અને વર્તમાનની સહોપસ્થિતિ વારંવાર રચાતી આવે છે. પાત્રોના અનુભવના એક અનિવાર્ય અંશ રૂપે સમયની યોજનામાં સંવેદનો,

સંસ્કારો અને સ્મૃતિઓનું સૂક્ષ્મ નકશીકામ એમની વાર્તાઓમાં રચાતું આવે છે. આ સંદર્ભમાં 'રાક્ષસ', 'વર્તુળ', 'અગતિગમન' જેવી વાર્તાઓની તપાસ કરી શકાય. ભાષાનાં વિવિધ પોત દ્વારા સમયની ગતિમાં એમનાં પાત્રો જીવનનો અર્થ શોધવાનાં વ્યર્થ ફાંફાં મારે છે એટલે એ પાત્રોની વાણીમાં વ્યંગ, કટાક્ષ, દોષદર્શન અને આધુનિક સમાજ માટેનાં ટીકા-ટિપ્પણો પુનરાવર્તનનો દોષ વહોરીને પણ ક્યારેક પ્રવેશી ગયેલાં જોઈ શકાય છે. સાથે સાથે એ પણ નોંધીએ કે સુરેશ જોષીએ એમની કેટલીક વાર્તાઓમાં રચનારીતિના વિવિધ પ્રયોગો વડે વાસ્તવિકતા વિશેના પરંપરાગત ખ્યાલને સંસ્કાર્યો છે. વાસ્તવિકતાને સામે છેડે કપોલકલ્પિત(fantasy) અને અસંગતિ(absurd)નું તત્ત્વ છે એમ નહીં પણ એ બન્ને તો બૃહત્ ને સંકુલ વાસ્તવિકતાનાં જ પરિમાણો છે એ કેટલીક વાર્તાઓમાં દર્શાવ્યું છે. આ સંદર્ભોને બૃહત્ પરિપ્રેક્ષ્યમાં મૂકીને સુરેશ જોષીની કેટલીક વાર્તાઓનો આસ્વાદ તથા અર્થઘટનની ભૂમિકાએ રહી પરિચય મેળવીએ.

'એક મુલાકાત'નો નાયક શ્રીપતરાયને મળવા જાય છે અને પોતાની આભાસી દુનિયામાં તેને મળે છે પણ ખરો. પરન્તુ હકીકતમાં તેને મળ્યા વિના જ પાછો ફરી જાય છે. અહીં જે કંઈ બને છે તે નાયકના ચિત્તમાં જ બને છે. તેનું આલેખન વાર્તામાં પ્રતીકાત્મક રીતે થયું છે. સત્તા તથા દંભનું વરવું રૂપ માણસનું કેવું ભક્ષણ કરે છે તે રચનામાં વ્યાપેલા સમયના ગતિશીલ કલ્પન દ્વારા દર્શાવવામાં આવ્યું છે. નાયક ખરેખરા અર્થમાં શ્રીપતરાયને મુખોમુખ મળતો નથી તો પ્રશ્ન એ છે કે તે કયા શ્રીપતરાયને મળે છે ? અથવા તો એનું આત્મપ્રક્ષેપણ છે ? પોતે જે ઓરડામાં શ્રીપતરાયની પ્રતીક્ષા કરે છે ત્યાં જ એને પોતાના જ ભયાવહ, કુત્સિત, દંભી તથા સત્તાશીલ રૂપનો સાક્ષાત્કાર થાય છે અને એ પરિસ્થિતિ ઝાઝી સહન ન થતાં પોતાનાથી જ ત્રાસીને બંગલાની બહાર નીકળી જાય છે. એ રીતે એ પોતાને થયેલી શ્રીપતરાયની પ્રતીતિને મળે છે. એનું મૂળ જેટલું પોતાની બહાર છે એટલું પોતાની અંદર પણ છે. અહીં સમય આગળ નીકળી જાય છે એ અર્થમાં નાયક સમયની નવી અભિજ્ઞતાને તેના વિશિષ્ટ સંદર્ભમાં પામે છે.

'રાક્ષસ'માં નહિવત્ ઘટનાનો આધાર લઈને ભાષાની અલગ અલગ મુદ્રાઓ દ્વારા જીવનની પરસ્પરવિરોધી સંરચનાઓને આકાર આપવામાં આવ્યો છે. વાર્તાના બે ખંડ છે. પૂર્વાર્ધમાં રાત્રિના અંતિમ પ્રહરથી લઈને પરોઢના પ્રથમ પ્રહર સુધી નાયકે પ્રકૃતિના સાન્નિધ્યમાં જીવનબળથી છલકાતી, નાયિકાની આંતરશ્રીના સ્પર્શથી ભરી ભરી પરીકથાની, ભૂવાની, મંત્રતંત્રની ભયાનક ને વિસ્મયથી સભર એવી સૃષ્ટિમાં પરિભ્રમણ કર્યું એનું આલેખન છે. પ્રથમ ખંડની ભાષા કલ્પનનો વૈભવ સર્જતી ઇન્દ્રિયોનાં પરિમાણોને વિસ્તારતી, કાવ્યાત્મકતા સાધતી, પ્રકૃતિનાં રુદ્ર-રમ્ય અને માનવીની

સંવેદનાનાં છાયાપ્રકાશને નિરૂપતી સમયના દ્રુત લયમાં ગતિ કરે છે. બીજો ખંડ રંગ વિનાની, હકીકતોનું ઉષ્માહીન સપાટ બાનીમાં આલેખન કરતો દસેક નાનાં નાનાં વાક્યોમાં પૂરો થાય છે. ‘એણે મારો હાથ ખેંચીને પાસે લીધો. પોતાની આંગળીથી મારી હથેળીમાં લખ્યું ‘રાક્ષસ !’ અહીં સીધીસાદી ચમત્કૃતિ નથી. નાયક રાક્ષસ નથી. એને રાક્ષસી સૃષ્ટિનું સ્મરણ કરાવી પોતાનાં અધૂરાં કાર્યને પૂરું કરવાનું તેમાં સૂચન છે. તો સાથે સાથે સંવેદનાના અભાવના, સ્વત્વના મરણના અને અસ્તિત્વની સ્થગિતતાના વિસ્તરતા જતા મેટાફર રૂપે ‘રાક્ષસ’ વાર્તાની તપાસની ઉઘાડા છેડાવાળી શક્યતાઓ વાર્તાકાર આપણે માટે ખુલ્લી રાખે છે.

શાક લેવા જતા લાભશંકરના મનમાં સ્વજનોના મરણનો ભાર તો છે જ ત્યાં જ રસ્તામાં એઓ મૃત્યુનો સામનો કરે છે અને પરાભવ પામ્યા વિના તેમાંથી બહાર નીકળી જીવનની સન્મુખ કેવી રીતે થાય છે તે અનુભવ સમયની સ્થગિતતાના એક બિન્દુમાં જ અનેક સમયોની ગતિ નિરૂપી, ભાષાની સમ્યક્ યોજના દ્વારા ‘વર્તુળ’માં મૂર્ત પામ્યો છે. આ વાર્તામાં ‘રસોળી’ ઢાલ તરીકે, સ્વ-બચાવના માધ્યમ તરીકે મૃત્યુની ક્ષણે કામમાં આવતી નથી. ‘મૃગજળ’ નરી ભ્રાન્તિ બની રહે છે. જીવનની અંદર જ માનવી મરણને ઉછેરે છે. જેમ ‘ઇયળ’ શાકભાજીનાં પાન કોતરી ખાય છે એમ મરણ પણ જીવનને ક્ષણે ક્ષણે કોતરતું જાય છે. આ રીતે રસોળી, મૃગજળ અને ઇયળનાં પ્રતીકો વાર્તામાં સક્ષમ રીતે પ્રયોજાયાં છે. મૃત્યુની આ ક્ષણે જીવનના વિવિધ તબક્કે થયેલા સુખદુઃખાત્મક અનુભવોને સ્મરણની મદદથી, અવાજનાં કલ્પનો દ્વારા લાભશંકર તાદૃશ કરે છે. મરણનાં પગલાંના સંભળાયેલા અવાજનો અવાજનાં કલ્પનો દ્વારા લાભશંકર પ્રતિકાર કરે છે. અહીં ભાષાના આક્રમણ દ્વારા વાસ્તવિક રીતે સામે ઊભેલા મરણને છેકવાના અને તેમાંથી મુક્ત થવાના લાભશંકરના વ્યર્થ પ્રયત્નો છે. આ કલ્પનો માત્ર અવાજોની યાદી નથી. વિશિષ્ટ સંદર્ભમાં જોઈશું તો આ બધાં વીતેલા સમયનાં ચિત્તગત વાસ્તવો છે. અહીં લગભગ અવાજનાં ત્રીસેક કલ્પનો સંયોજકો અને ક્રિયાપદોનો આધાર લીધા વિના ક્ષણના એક જ ઝબકારામાં લાભશંકરના ચિત્તમાં ઊભરાય છે. આ અવાજો લાભશંકરને મૃત્યુનો પ્રતિકાર કરવાની શક્તિ આપે છે. વાર્તાને અંતે ભાષાની મુદ્રા પરિવર્તન પામે છે. અલ્પવિરામના ટુકડાઓથી રચાયેલું અંતનું આખું વાક્ય મૃત્યુએ સર્જેલા શૂન્યાવકાશને જીવનથી ભરી દે છે. સૃષ્ટિની ઉત્પત્તિનો નિર્દેશ કરતાં આનંદનાં વર્તુળોને આ નાનાં વાક્યો જીવનસભર કરી દે છે. મૃત્યુની ક્ષણ પછી લાભશંકર પુનઃ જીવનની સન્મુખ થાય છે. આમ ક્ષણના એક જ બિન્દુએ જીવનથી મરણ ને ફરીથી જીવન સુધીનું વર્તુળ કલ્પનની સજીવ યોજનાથી પૂરું થાય છે.

'વરપ્રાપ્તિ'માં નાયિકા લવંગિકાનું તથા નાયકનું મનોગત પ્રતીકાત્મક રીતે રૂપ પામ્યું છે. પોતાના પ્રેમની શિશુસહજ મુગ્ધતાને નાયિકાએ પોતાની ચેતનામાં અખંડ રાખી છે. વાર્તાના અંતે આ વ્યવહારજગતમાં ખોવાયેલા નાયકને લવંગિકા ફરીથી પામે છે. અહીં માત્ર નાયિકા જ નાયકને ફરીથી પામતી નથી પરન્તુ નાયક પણ નાયિકા દ્વારા પોતાના ખોવાયેલા સમયને ફરીથી પ્રાપ્ત કરે છે. વાર્તાકારે પરમ્પરાગત શૈલીના માળખામાં રહી અદ્ભુત તથા ભયાનકના વાતાવરણના કલાત્મક નિરૂપણ દ્વારા આ દર્શાવ્યું છે. કપોલકલ્પિતની આ ગતિને 'પ્રત્યાખ્યાન'માં જુદી રીતે પામી શકાય છે. 'પ્રત્યાખ્યાન'ની રૂમાની માતૃત્વની ઝંખના વણસંતોષાયેલી રહે છે. એ સર્વસ્વ પ્રગટ કરવા માગે છે પણ પતિ, પ્રકૃતિ, સર્વ તરફથી એને જાકારો મળે છે અને રૂમાનું અંતરતમ અપ્રગટ જ રહી જાય છે. આ અતૃપ્તિની ગૂંગળામણ સ્વપ્ન દ્વારા પ્રતીકાત્મક રીતે નિરૂપાઈ છે. અતૃપ્તિ માત્ર દેહની નથી, એ તો સમગ્ર અસ્તિત્વને વીંટળાઈ વળી છે. ખૂંધું રુવાંટીવાળું પ્રાણી, ઈંડાં, પતિનો રુવાંટીવાળો હાથ, શિલા – આ બધાં રૂમાની અપૂર્ણતાના સંકેતોને વિસ્તારે છે. તેની અપૂર્ણ માતૃત્વની ઝંખનાને તથા પતિની નપુંસકતાને સ્વપ્ન તથા વાસ્તવજગતની એકબીજાની સીમાઓ લોપતી સૃષ્ટિ દ્વારા અને કપોલકલ્પિતની પ્રયુક્તિથી રૂપ પ્રાપ્ત થયું છે.

સુરેશ જોષીની વાર્તાકળાના પ્રયોગશીલ ઉન્મેષો એમના છેલ્લા બે વાર્તાસંગ્રહોમાં વિશેષ માત્રામાં વિકસતા જોઈ શકાય છે. આ વાર્તાઓમાં કથાતત્ત્વ ક્રમશઃ હ્રાસ પામતું જાય છે. સ્થૂળ ઘટનાઓ ઓગળતી જાય છે. પાત્રોના જીવનની આછીપાતળી રેખાઓ વાતાવરણની મદદથી આલેખવામાં આવી છે. આ વાર્તાઓ વધારેમાં વધારે અસંગતિ તરફ ઢળે છે. અહીં સ્ત્રી-પુરુષના સમ્બન્ધોની ઊર્મિમય ભાત રચાય છે. આ સંબંધોમાં અભાવ, અતૃપ્તિ, એકલતા, કુંઠાઓ, ક્યાંક ક્યાંક વિશ્વની દખલગીરી તો ક્યાંક પોતાના સ્વત્વથી છેદાઈ ગયાની લાગણીનાં આછાંપાતળાં ચિત્રો છે, જે કેટલાંક પુનરાવર્તનો પામતાં કલ્પનો તથા પ્રતીકોની યોજનાથી ઘુંટાયા કરે છે. આ વાર્તાનાં પાત્રોની વાણીમાં વક્રતા છે, વાર્તાની ભાષા પ્રવાહી અને તિર્યક્તાથી વહે છે. આગળ જતાં આ બધું સૂક્ષ્મ-સંકુલ સ્વરૂપો, માનવનિયતિ અને યુગસંદર્ભ જોડે સંકળાતું આવે છે. 'આંધળી માછલીઓ' જેવી વાર્તામાં નાયક-નાયિકાનો વિચ્છેદ કેન્દ્રમાં છે. આ વાર્તામાં સ્મરણ, સ્વપ્ન, તરંગ અને વાસ્તવિકતાના તંતુઓ એકબીજામાં ગુંથાયાં છે અને તેમાંથી જ નાયક-નાયિકાના સમ્બન્ધની સંદિગ્ધતા પ્રગટતી આવે છે. નાયિકાનું કથળેલું બદ્ધ દામ્પત્યજીવન, પૂર્ણા નામની સ્ત્રી સાથેનો પતિનો સમ્બન્ધ, પોતાના પતિ પ્રત્યેનો નાયિકાનો સ્નેહ અને ધિક્કારનો સંમિશ્ર ભાવ – આ બધું કલ્પનો, દંતકથાની યોજના,

વાસ્તવ અને કપોલકલ્પિતના તાણાવાણા તેમ જ આંતરસંવાદ તથા નાટ્યાત્મકતા દ્વારા નિરૂપાયું છે જે અંતે તો નાયિકાના ક્ષુબ્ધ મનોગતને વ્યંજિત કરે છે. 'વલય' વાર્તાની નાયિકાની આજુબાજુ સ્મૃતિ અને સમયનાં વલણો સતત ઘુમરાયા કરે છે. નાયકની સ્મૃતિની ભીંસથી ગૂંગળામણ અનુભવતી નાયિકા ક્ષણ ક્ષણ વચ્ચેનો સમ્બન્ધ ભૂંસી નાખવા માગે છે અને નર્યા વર્તમાનમાં શ્વસવા માગે છે જે એને માટે અશક્ય છે. આ વાર્તામાં આવતી ગીતની પંક્તિ અત્યંત મહત્ત્વની છે જે નાયિકાની પોતાની અંદર સ્મૃતિ રૂપે છે, એને ઢંઢોળે છે અને એની સામે પ્રશ્ન છે નાયકની સ્મૃતિમાંથી મુક્ત કઈ રીતે થવું ? સમગ્ર વાર્તામાં અમૂર્તીકરણ દ્વારા આ દર્શાવાયું છે. જોકે કાળી માછલી એટલે શું એવો સવાલ કોઈને થાય ખરો.

'પદ્મા તને'માં નદી ને નારીનું એકબીજામાં ભળી જતું કલ્પન ફરી પુનરાવર્તન પામે છે. પદ્મા આ સંવેદનજડ સમાજમાં રહી યાંત્રિક જીવન જીવતી થઈ છે. તેનામાં સ્થિતિજડતા આવી છે. તે ફરી જીવનપ્રવાહમાં જળ બની વહે એવી નાયકની ઝંખના છે. એ માટે પદ્મા જળમાં લય પામે, પોતાનું નિર્વાણ સાધે એવી તિરસ્કારભરી શાપવાણીથી નાયક તેને સતત ઉપાલંભ આપતો રહે છે. અહીં સુરેશ જોષીએ કેળવેલો નગર અને ભદ્રલોક માટેનો આક્રોશ જોવા મળે છે. સ્નેહ અને તિરસ્કારના પરસ્પર-વિરોધી ભાવોનો રણકો વ્યુત્ક્રમવાળાં ગતિશીલ વાક્યોની યોજનામાં જોઈ શકાય છે. 'યોષિતા', 'આંધળી માછલીઓ', 'વલય' અને 'પદ્મા તને'માં આવતું જળનું પુનરાવર્તિત થતું કલ્પન નારી, જળ અને સમયનાં અનેક પરિમાણો રૂપે, અનેક સંદર્ભો સાથે પ્રતીકાત્મકતા ધારણ કરે છે.

'બે સૂરજમુખી અને' એ વિરામચિહ્નો વિનાની વાર્તા છે તેથી એ ગતકડું છે કે એ જ કારણે તે વાર્તા વિશિષ્ટ બને છે એવું નથી. વાર્તાના આંતરપ્રવાહને તપાસતાં એ તો જરૂર કહી શકાય કે વાર્તામાં વિરામચિહ્નોના અભાવમાં પાત્રના ચિત્તની ગતિવિધિને વ્યવધાન વિના એકધારી વહેતી રાખવામાં આવી છે. વાર્તામાં સંકેતપરક અવકાશ પૂરી સભાનતાથી રખાયો છે. પાત્રના ચિત્તની અસ્ખલિત ગતિ વ્યુત્ક્રમવાળી કાવ્યાત્મક શૈલી અને મુક્ત સાહચર્યોની પ્રયુક્તિ દ્વારા નિરૂપાઈ છે. સર્જક અહીં ચિત્તમાં ટોળે વળેલા અનેક સમયોને છેકતો ભૂંસતો આપણને વાર્તા કહે છે. આ સર્જક મધ્યાહ્ને ઘરેથી બહાર નીકળે છે. અજાણ્યા પ્રેમી યુગલની ગુજગોષ્ઠિનો સાક્ષી બને છે. પોતાના શિશુજીવનથી લઈ વર્તમાન સમય સુધીનાં સ્મરણોથી એનું મન સભર છે. અનુભૂતિના વિવિધ તરંગો મનમાં ઊછળે છે, પછડાય છે તે વાર્તાકારે આંતરચેતનાપ્રવાહની શૈલી વડે દર્શાવ્યું છે. અહીં ભાષાની દ્રુત-મંથર ગતિ છે. સમય ઊલટોસુલટો થઈ જાય છે

તેથી વિરામચિહ્નો નથી. એનુંય વ્યવધાન સર્જકની સ્મૃતિ ખમી કે સહી શકે એમ નથી. ભાષાનાં પોત આ વાર્તામાં સપાટીથી વ્યંજના સુધી પલટાતાં રહે છે. દાદા, પત્ની, દીકરી રેણુ સાથેના સંવાદો, સપનાંનો સંદર્ભ, વાસ્તવિક જીવનના આછાંપાતળાં સ્મરણોની આવ-જા – આ બધાંની સહોપસ્થિતિ દ્વારા ક્ષયિષ્ણુ સંસ્કૃતિ, નષ્ટ થતી પ્રકૃતિ અને તેમાંથી જ જન્મતી શૂન્યતા તથા પોતાની ગેરહાજરી એ જ મરણ – આ સર્વનું આલેખન ગત્યાત્મક આંદોલિત થતી ભાષાના સંકેતો દ્વારા થયું છે. સર્જકનું ચિત્ત અનેક અવાજોની સ્મૃતિથી ખીચોખીચ છે. એના સ્વત્વનો લોપ કરવા બધાં જ તત્ત્વો તૈયાર છે અને સર્જકે એ તત્ત્વો સામે સતત ઝઝૂમતા રહેવાનું છે તથા સ્વનો નિજી સર્જનાત્મક અવકાશ શોધવાનો છે. 'બે સૂરજમુખી અને'માં 'અને'ના સંયોજક પછી અવકાશ છે અને એમાં મુક્ત સાહચર્યોનો વિહાર છે. 'અને'નો સંયોજક પ્રકૃતિ, સંસ્કૃતિ, પ્રેમ અને સ્વ જોડે અનુસન્ધાન રચી શકે એમ નથી તેથી હવે તો પેલો અવકાશ જ માનવનિયતિ માટે જ કહે છે : 'પવન નમાવે છે પડછાયાને આકાશને ખોતરતી બેઠી છે કીડી શૂન્યને બેઠો છે પાસ આપણા અસ્તિત્વનો'

'અને મરણ'માં અનેક રચનારીતિની પ્રયુક્તિઓનો ગુંફ રચાયો છે. વાસ્તવિક વર્ણનથી શરૂ થતી આ વાર્તામાં બે સમય સમાંતરે ચાલે છે. હવે ભૂતકાળની મુગ્ધતાની સામે યંત્રસંસ્કૃતિની યંત્રણા મૂકવામાં આવી છે. જીવન છે તો આશા છે, આપણે ઝંખીએ છીએ અદ્વૈતને પણ દ્વૈત વચ્ચે જીવવું પડે છે. આશા છે પણ વિશ્વની દખલગીરીને કારણે તે પૂર્ણ થતી નથી. તેથી જન્મે છે અસંગતિ. આમ મુગ્ધતાની સામે વર્તમાન જીવનની અસંગતિ મૂકી તેના સન્નિધિકરણ દ્વારા સમગ્ર રચનાની ભાત રચાતી આવે છે. હવે પરીકથા કે કપોલકલ્પિતનું વિશ્વ જીવવાનું આશ્વાસન આપી શકે એમ નથી. મરણનો પાસ સમગ્ર અસ્તિત્વને લાગી ચૂક્યો છે. હવે તો માત્ર જીવતાં જીવતાં જ મરણોત્તર જીવન જીવવાનું છે.

એમના છેલ્લા વાર્તાસંગ્રહ 'એકદા નૈમિષારણ્યે'માં સુરેશ જોષી પોતાની સર્જકતાને સરાણે ચઢાવવા જુદો માર્ગ લે છે. વિષય તથા તેની અભિવ્યક્તિ બન્ને અહીં બદલાયેલાં જોવા મળે છે. કપોલકલ્પિતનું સ્થાન હવે અસંગતિ લે છે. પ્રકૃતિ, પરીકથા ને ભૂતકાળની સમૃદ્ધિથી ભર્યા ભર્યા સંવાદી વિશ્વને સ્થાને નગરસંસ્કૃતિની યંત્રણા ને ભીંસ વાર્તાનાં કેન્દ્રવર્તી તત્ત્વો બને છે. જોકે અહીં પણ માનવીની હતાશા, શૂન્યતા, એકલતા અને સ્વત્વને પામવાની ઝંખના જેવા ભાવો સદંતર ગેરહાજર નથી પણ તેનાં સ્વરૂપ અને શૈલી બદલાયાં છે. 'પંખી' જેવી વાર્તાનું વિશ્વ ભયાનક અને વિસ્મયના તાણાવાણાથી વણાયેલું છે. પાર્ટીમાં બધા મિત્રો ખોવાયેલા છે, નાયક એ વાતાવરણ જોડે ભળી શકતો

નથી. એની પદ્માકાર ચેતનાની ગતિ આ યાંત્રિક, એકવિધ વાતાવરણની સામેની દિશામાં ફંટાય છે. અહીં વાતાવરણ પંખીના પ્રતીક દ્વારા અપાર્થિવતા ધારણ કરે છે. પરન્તુ અંતે નાયકને એમાંથી મુક્તિ અપાવે છે નારી. એના પ્રેમનું સ્મરણ. સમગ્ર વાર્તાના આયોજનમાં પંખીની ભયાનક સૃષ્ટિ સામે નગરજીવનના ભદ્ર વર્ગની સપાટી પરની જીવનશૈલીને વિરોધવામાં આવી છે. અંતે તો નાયકને પોતાની પદ્માકાર ચેતના જ પોતાની સન્મુખ લઈ જાય છે.

'એકદા નૈમિષારણ્યે'માં પુરાણકથાનો પ્રતીકાત્મક અને સમર્થ વિનિયોગ થયો છે. આ પુરાણકથા ઉપજાવી કાઢવામાં આવી છે. એક સ્ત્રીનો દીકરો જૂહુના દરિયામાં તણાઈ ગયો છે અને એનાં પતિ અન્ય સ્ત્રી સાથે જીવન વ્યતીત કરે છે. આ હકીકતોને જાણવા છતાં વાર્તાનો નાયક તેને છુપાવે છે અને પેલી સ્ત્રીને વાર્તાઓ કહી કહી આશ્વાસનો આપ્યા કરે છે. પોતે માત્ર પેલી સ્ત્રીને જ છેતરતો નથી પરન્તુ પોતે પણ પોતે જ રચેલી જાળમાં આત્મવંચનાનો ભોગ બની ફસાય છે અને સતત અપરાધભાવનો અનુભવ કરી સ્વને પીડતો રહે છે. આમ તો માણસનું મન જ વાર્તાઓનું અરણ્ય છે અને એમાં માનવી વારંવાર ભૂલો પડ્યા કરે છે. એમાંથી બહાર નીકળી મુક્તિનો શ્વાસ તે લઈ શકતો નથી. પુરાણ કથાઓ અને ભૂતકાળમાં આશ્વાસનો શોધી, પોતાની વર્તમાન પરિસ્થિતિથી માણસ સતત ભાગ્યા કરે છે. એ કથાઓ પણ અંતે તો જાતને છેતરવાની યુક્તિ જ છે. અહીં આ વાત ઋષિની વાર્તાના સમર્થ પ્રતીક દ્વારા કલાત્મક રૂપ પામી છે.

'અગતિગમન' વાર્તાની શરૂઆત જ નાયકની ભૂલોની પરંપરાથી થાય છે. સમય જોવાની ભૂલ, રેઝરમાં બ્લેડ મૂકવાનું ભૂલી જવું, ગરમ ગરમ ચા પીવાની ભૂલ, ઊંધાં મોજાં પહેરવાં, ચાવી ભૂલી જવી અને ભળતા જ બસ રૂટ પર પહોંચી જવું. વાર્તા-નાયકનો રોજબરોજની યાંત્રિક લાગતી ટેવો સાથેનો તથા એ દ્વારા વર્તમાન સાથેનો સંબંધ છૂટી જાય છે. એને જે સ્થળે જવું છે એ બસ સ્ટેંડ પર પોતે પહોંચ્યો છે એવા ભ્રમમાં રહે છે. ભીડની સાથે બસમાં ચડી પણ જાય છે પણ વાર્તાને અંતે એ જ બસસ્ટેંડ પર ભીડની વચ્ચે પોતાને ઊભેલો જુએ છે. અહીં સમય થીજી ગયો છે. ચિત્ત યાત્રા કરે છે. એક ભયાનક દુઃસ્વપ્નભર્યા, અસંગતિભર્યા લોકની યાત્રા કરીને એ આવે છે છતાં સમયના એક જ થીજી ગયેલા બિન્દુએ એ સ્થિર રહે છે. આમ ગતિ છતાં અગતિ અને અગતિ છતાં ગતિના વર્તુળ પાસે વાર્તા પૂરી થતી નથી પણ આરંભાય છે. સમગ્ર વાર્તામાં વાતાવરણ, આવનજાવન કરતાં દૃશ્યો, બસની અંદરની સૃષ્ટિ ચિત્તગત સમયને અને વાસ્તવિકતાને સાંધે છે, તોડે છે. આ દુઃસ્વપ્નની દુનિયાનો પ્રવાસ નરકનો પ્રવાસ બની રહે છે. આ નિશ્ચિત પ્રવાસ નથી તેથી તેમાં એકવિધતા નથી. આ અચાનક

અણધાર્યો થઈ જતો રોમાંચક, રોમેન્ટિક તત્ત્વોથી ભર્યો ભર્યો ય પ્રવાસ નથી. અહીં અનિશ્ચિતતા છે જેના પાયામાં નિશ્ચિતતાનો ભ્રમ છે. તેથી અહીં ભ્રાન્તિ ને નિર્ભ્રાંતિની સરહદોની ચોક્કસ રેખાઓ અળપાઈ ગઈ છે. આ વાર્તામાં વાસ્તવિકતામાંથી અતિવાસ્તવમાં અને ફરીથી વાસ્તવિકતામાં આવનજાવન થાય છે. એ રીતે આ પ્રવાસ માનવીની અનંત યાત્રાનું પ્રતીક બની રહે છે.

સુરેશ જોષીની 'ગૃહપ્રવેશ'થી 'એકદા નૈમિષારણ્યે'ની વાર્તાઓમાંથી પસાર થનાર અભ્યાસી એ તો જોઈ શકશે કે પરંપરાગત ગુજરાતી વાર્તા જ્યારે એકવિધ, સ્થિર અને બંધિયાર થઈ ગઈ હતી ત્યારે સુરેશ જોષીની વાર્તાવિભાવનાએ તથા વાર્તાઓએ, એમની પ્રયોગશીલતાએ તથા નવા નવા આરંભ કરવાના સાહસે ગુજરાતી વાર્તાઓમાં ચૈતન્યસંચાર કર્યો હતો. નવા સર્જકો માટે પ્રયોગ કરવાની સ્વતંત્રતા નિર્માણ કરી હતી. સમય જતાં સુરેશ જોષીની વાર્તાઓનું એક નિશ્ચિત માળખું બંધાઈ જાય છે. વિષય તથા આલેખનરીતિનાં પુનરાવર્તનો તેમની વાર્તાઓમાં જોવા મળે છે. વિવેચકો અને અનુઆધુનિક વાર્તાકારો એ નિમિતે એમની વાર્તાકલા વિશે કેટલાક પ્રશ્નો ઊભા કરે છે જે ફેરતપાસ માગે છે. આપણે જાણીએ છીએ કે સાહિત્યમાં કોઈ આંદોલન કે વિચારધારા શાશ્વત હોતાં નથી, તેમાં સમયે સમયે પ્રાણસંચાર કરવા, કલાના નવોન્મેષો પ્રગટાવવાની મથામણ કરતા સર્જકો આવતા જ રહેતા હોય છે, તેથી સાહિત્ય બંધિયાર ન રહેતાં ગતિશીલ અને નરવું બને છે.

અહીં એક વાત તો ભારપૂર્વક નોંધવી જોઈએ કે સુરેશ જોષીએ કલાના માપદંડો અને કલાપરીક્ષણનાં ધોરણો કડક બનાવ્યાં, રૂપરચના તથા સાહિત્યના માધ્યમ વિશે સભાનતાનો આગ્રહ રાખ્યો. અસ્વીકૃતિનું જોખમ વહોરી લોકપ્રિયતાને નકારી કલાનુભવની ભૂમિકાએથી માનવનિયતિ ને અસ્તિત્વના પ્રશ્નોની શોધ કરવાની મથામણને એમની વાર્તાઓમાં પ્રાધાન્ય મળ્યું છે. આધુનિક ગુજરાતી ભાષા-સાહિત્ય પરની એક સજાગ-સંવેદનશીલ સર્જક તરીકેની એમની મુદ્રા ઐતિહાસિક દૃષ્ટિએ તેમ જ રસકીય દૃષ્ટિએ હંમેશાં મૂલ્યવાન રહેશે.

આ સંપાદનમાં સુરેશ જોષીની એકેએક વાર્તાની વિગતે વાત થઈ શકી નથી. એમની વાર્તાકલા વિશે અનેક સહૃદયી અભ્યાસીઓએ જુદા જુદા સમયે પોતાનાં નિરીક્ષણો અને મંતવ્યો પ્રગટ કર્યાં જ છે. સુરેશ જોષીની વાર્તાઓ વાચકને નિષ્ક્રિય રાખી બધું ધરી દેતી નથી, એ મૂંઝવે છે, અકળાવે છે, પ્રશ્નો જન્માવે છે. અહીં તો મથામણ કર્યા કરતા સર્જકની કેટલીક વાર્તાઓનું પરિચયાત્મક સ્તરે રહી અર્થઘટન છે અને

ભાવનના સમયે આપણે અર્થઘટનનું અર્થઘટન કરતાં હોઈએ છીએ. આ અર્થઘટનો વૈકલ્પિક પ્રકારનાં હોય છે તો સાથે સાથે કામચલાઉ પણ હોય છે. કારણ કે એમાં સુધારાવધારા કરવાની શક્યતાઓ હંમેશાં ખુલ્લી રહેતી હોય છે. આપણી બદલાતી કલારુચિ અને બદલાતાં ગ્રાહકતા(reception)નાં ધોરણો અનુસાર અર્થઘટન કરતી વખતે આપણે તેમાં કશુંક ઉમેરીએ છીએ અને કશાકને બાદ કરતાં હોઈએ છીએ. ઝાક્ દેરિદાએ એક જગ્યાએ લાક્ષણિક રીતે કહ્યું છે કે 'સર્જક લખે છે ત્યારે વાચક ગેરહાજર હોય છે અને વાચક જ્યારે ભાવન કરે છે ત્યારે સર્જક ગેરહાજર હોય છે.' દરેક કલાકૃતિમાં કેટલાક અવકાશો હોય છે. વાર્તાકારના શબ્દોની યોજનાથી, તેણે કરેલાં વિવિધ પ્રકારનાં સંયોજનમાંથી કાલ્પનિક સમ્બન્ધોની અનેક શક્યતાઓ સંવિધાનના બળે નિર્માણ થાય છે, જે વાસ્તવિક જીવનમાં લગભગ શક્ય ન હોય. વળી આમ તો કલાકૃતિનું દરેક વાચન અપૂર્ણ રહેવા જ સર્જાયું હોય છે એ રીતે સુરેશ જોષીની વાર્તાઓના મારા વાચનને મેં અધૂરું જ ગણ્યું છે, હમણાં તો.

આ વાર્તાઓના સંપાદન દરમિયાન મને સતત ઉષ્માભર્યું માર્ગદર્શન આપવા માટે હું અંગત રીતે આદરણીય પ્રિય મિત્ર જયંત પારેખનો ઋણી છું. સુરેશ જોષીની વાર્તાઓ વિશેના કેટલાક લેખો મેળવી આપવા માટે મિત્ર ડૉ. જયેશ ભોગાયતા અને મારા વિદ્યાર્થી હિતેશ પંડ્યાનો આભાર માનું છું. આ નિમિત્તે સુરેશ જોષીની વાર્તાઓ વિશેના અનેક અભ્યાસીઓનાં વિવિધ મંતવ્યોમાંથી પસાર થવાની જે તક મળી તેનો આનંદ કંઈ ઓછો નથી. સુરેશ જોષીની વાર્તાઓ પ્રગટ કરવાની સંમતિ ઉષાબહેન જોષી તથા એમના પરિવારે આપી એ માટે હું તેમનો અત્યંત આભારી છું અને છેલ્લે નેશનલ બુક ટ્રસ્ટે મારામાં વિશ્વાસ મૂકી આ સંપાદનની જવાબદારી મને સોંપી એ માટે વર્ષાબેન દાસનો આનંદપૂર્વક આભાર માનું છું. સર્જન અને એને સમજવાના માર્ગે હંમેશાં પ્રશ્નો થતા રહો.

30 મે 2001 **નીતિન મહેતા**

મુંબઈ

## 1

# જન્મોત્સવ

ઘડિયાળમાં સાડા અગિયાર થયા હતા. હવે અર્ધા કલાકની જ વાર હતી. લાલ કિનખાબના પડદાની પાછળ કૃષ્ણજન્મની બધી તૈયારી થઈ ચૂકી હતી. વૃન્દાવનદાસનો મોટો દીકરો અસિત અમેરિકા જઈને ઇલેક્ટ્રિકલ એન્જિનિયરીંગનું ખાસ શિક્ષણ પ્રાપ્ત કરી આવ્યો હતો, એણે બધાંને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે એવી તરકીબ રચી હતી. કારાગૃહમાં કૃષ્ણનો જન્મ, વર્ષા, વસુદેવનું કૃષ્ણને લઈને જમુના ઓળંગીને ગોકુળ જવું – આ બધું વીજળીની કરામતથી તાદૃશ બનતું એ બતાવવાનો હતો. આથી બધાં આતુર હતાં. લાલ કિનખાબનો પડદો ક્યારે ખૂલે તેની રાહ જોઈ રહ્યાં હતાં.

સ્ટેશનના ઘડિયાળમાં સાડા અગિયારનો ટકોરો હમણાં જ પડ્યો હતો. જનતા ઍક્સપ્રેસમાં ઊતરેલા પેસેન્જરોને લઈને બસ શહેર ભણી ઊપડી ચૂકી હતી. બસસ્ટૅન્ડ સૂમસામ હતું. પાસેની ખુલ્લી જગ્યામાં ફાટીતૂટી ગુણપાટ ને કેરોસીનનાં કાટ ખાધેલાં પતરાંનું છાપરું કરીને ત્રણચાર કુટુંબ આશ્રય લઈ રહ્યાં હતાં. એમાંના એક ઝૂંપડામાં ફગફગિયો દીવો ટમટમતો હતો. કોઈ સ્ત્રીના કણસવાનો અવાજ એ નિસ્તબ્ધતામાં સંભળાતો હતો પણ એ ઝૂંપડાંની વસતિએ એના પર ધ્યાન આપ્યું હોય એમ લાગતું નહોતું. ત્યાં અર્ધા ઊંઘમાં ને અર્ધા જાગતા એવી અવસ્થામાં કોઈ બોલતું સંભળાયું : 'એલા કાનજી, માણકી કણસે છે. જરા જઈને જો તો ખરો !'

બીજાએ પણ એવા જ અવાજે જવાબ વાળ્યો : 'એમાં હું જોવા જાવું'તું. વખત થિયો લાગે છે.'

અંધારે ખૂણેથી કોઈ ડોસી ખોખરા કર્કશ અવાજે બબડી : 'માણકીય જબરી ને ઇના પેટમાંનું છોરુંય જબરું માળું ! ટંકણખાર દીધો તોય કાંઈ નો વળ્યું. હવે કાંઈ આવનારને પાછું ઠેલાય ? કર કાંઈ બાપલા ! છૂટકો છે !' ઘડિયાળનો કાંટો

આગળ વધતો હતો, માણેક કરાંજતી હતી, આકાશને કદીક કદીક વીજળી વીંધી જતી હતી, ભારે કડાકો થતો હતો ને ભારે વરસાદ માથે ઝઝૂમી રહ્યો હતો.

ઘડિયાળનો કાંટો આગળ વધતો હતો. ઉપરના ઓરડામાં વિશાખા અને ધનંજય ટોળા વચ્ચેથી સરી જઈને વિશ્રમ્ભે વાર્તાલાપ કરી રહ્યાં હતાં. તેમનેય એમ લાગ્યું કે હવે તો નીચે જવું જ પડશે. વૃન્દાવનદાસ અને એમની મંડળી બેઠકમાં ભાગવતનું શ્રવણ કરતી હતી તે પણ હવે વખત થવા આવ્યો જાણી ઠાકોરજીના ઓરડા તરફ આવવાની તૈયારીમાં હતી. મધુસૂદન અને એની મિત્રમંડળી બ્રિજનાં બે રબર પૂરાં કરીને અસિતની કરામત જોવા યથાસ્થાને ગોઠવાઈ જઈને ટોળટપ્પાં હાંકી રહી હતી. અસિત સાવ નિશ્ચિંત બનીને એક બાજુએ રીટા જોડે વાત કરતાં કરતાં હસીહસીને બેવડ વળી જતો હતો. ત્યાં શણિયું પહેરીને મુખિયાજી આવ્યા. નિજમંદિરમાં જઈને છેલ્લી તૈયારીમાં એ પરોવાઈ ગયા. કૃષ્ણજન્મનું મુહૂર્ત નિકટ ને નિકટ આવતું ગયું. ભીંત પરના ઇલેક્ટ્રિક ઘડિયાળનો મોટો તથા નાનો કાંટો ધીમે ધીમે એકબીજાની નજીક આવવા લાગ્યા.

સ્ટેશનના ઘડિયાળના કાંટા પણ એકબીજાની નજીક આવતા જતા હતા. માથા પર ઝઝૂમી રહેલાં વાદળ તૂટી પડ્યાં હતાં. વરસાદની ઝડી વીંઝાવા લાગી હતી. બસસ્ટૅન્ડ પાસેનાં છાપરાં ઊડું ઊડું થઈ રહ્યાં હતાં. સૂસવતા પવનના અવાજમાં, હમણાં જ સ્ટેશનને ગજાવી મૂકીને આવેલા ગુજરાત મેલના અવાજમાં માણેકના કરાંજવાનો અવાજ સ્પષ્ટ સંભળાતો ન હતો. પેસેન્જરોને કારણે બસસ્ટૅન્ડ વળી થોડી વારને માટે જાગતું હતું. પળવારમાં એ લીલા સમેટાઈ ગઈ. ધીમે ધીમે નિસ્તબ્ધતા છવાઈ ગઈ. વરસાદ એકધારો પડવા માંડ્યો. એકાએક ફગફગિયો દીવો બુઝાઈ ગયો ને નિસ્તબ્ધતાને વીંધીને નવા જન્મેલા બાળકનું રુદન ગાજી ઊઠ્યું.

ઘડિયાળના બે કાંટા ભેગા થતાંની સાથે જ કિનખાબનો લાલ પડદો સરરર કરતોકને સરી ગયો. આકાશમાંથી તેજનો પુંજ અવતરતો હોય તેમ ઝબકારો થયો. દેવકીના ખોળામાં બાળકને રૂપે એ તેજપુંજ ઝૂલવા લાગ્યો. કારાગૃહના અન્ધકારમાં એ તેજપુંજ અજવાળું પાથરતો હતો. ઘડીક બહારની વીજળીનો ઝબકારો અંદર ડોકિયું કરી જતો હતો. એકાએક કાંસાં, ઝાલર, મંજીરાં ને શંખનો તુમુલ ધ્વનિ થયો.

બહાર બેઠેલા રામદીન શરણાઈવાળાએ પ્રભાત નહોતું થયું છતાં બિભાસના સૂર છેડ્યા. પ્રેક્ષકો ઊભાં થયાં. કૃષ્ણજન્મના રંજન કાર્યક્રમનું એક પર્વ પૂરું થયું.

ઝૂંપડાંની દુનિયા સળવળી ઊઠી હતી. જન્મ થઈ ચૂક્યો હતો. જુદા જુદા અવાજો સંભળાતા હતા : 'દેવજી, હું કઉં છું ઇમ કર ને, ઇમાં કાનજીનું કામ નંઈ.'

'પણ ઇ વેલજી ડોહાની આ ઘડીએ કુણ ભાળ કાઢે ? લો તારે, અમને કહો છો તિ તમે જ જાવ ને મારા ભાઈ !'

બીજો જરાક ધીમો અવાજ સંભળાયો : 'એલા ઇ ગમાર, જરા ધીમે બોલતો જા, માણકી હાંભળહે ને તો બચાડી દખી થાહે.' જેને ઉદ્દેશીને આ કહેવામાં આવ્યું તે કટાક્ષમાં બોલ્યો : 'દખી તો થઈ જ છે ને, નંઈ તો મેઘલી રાતે ભીંજાતી આપણા ભેગી હોત કાંઈ ? હોનાને હિંડોળે ઝૂલતી ના હોત ?'

ત્યાં કોઈએ અધીરા બનીને કહ્યું : 'અરે ભાઈલા, ઝાઝી લપ મેલો ને, હાલો મારી હારે, પરતાપગંજમાં જતાં પેલું નાળું નથી ભાળ્યું'લ્યા, ત્યાં ઓલ્યાં છાપરાં દીઠાં કની, ત્યાં જવાનું છે.'

એના જવાબમાં કોઈ બોલ્યું : 'ના ભાઈ, નંઈ આપણું કામ, આ પાણી પડે છે ઈ તો જુઓ ! ઘૂંટણ હમાં પાણી ના હોય તો મને કે'જો.'

બીજો વધારે આકળો થઈને બોલ્યો : 'લ્યા, મેલ્ય ને ઇને પડતો ! હાલ કાનજી, લઈ લે છોરાને, લે હું મોરે થાઉં છું.' બાળકના રુદનનો અવાજ બહાર આવ્યો. કાદવ ખૂંદતાં ચાર પગલાંનો ડબડબ અવાજ એ રુદનમાં ભળી ગયો. વરસાદ વરસતો રહ્યો, પવન વીંઝાતો રહ્યો, ઘડિયાળના કાંટા છૂટા પડ્યા, છૂટા પડીને આગળ વધવા લાગ્યા.

ઘડિયાળ તરફ હવે કોઈની નજર નહોતી. અસિતની માયાવી સૃષ્ટિને બધાં સ્તબ્ધ બનીને જોઈ રહ્યાં હતાં. સામે મુખિયાજીએ રચેલો અન્નકૂટ હતો. એમાં પણ રંગોની યોજના ભારે ચાતુરીપૂર્વક કરી હતી. હવે વસુદેવ કૃષ્ણને લઈને ગોકુળ જવાની તૈયારીમાં હતા. દેવકી કેમે કરી માનતી નહોતી. હાથ હલાવીને કરગરતી હતી. પશ્ચાદ્ભૂમાં શરણાઈનો કરુણ સૂર ઘૂમી રહ્યો હતો. અસિતની તરકીબથી હવે ગાઢ વર્ષાનું દૃશ્ય આબેહૂબ રજૂ થયું હતું. આખરે વસુદેવે કૃષ્ણને હાથમાં લીધા, છાબમાં જાળવીને મૂક્યા; અંગૂઠો ધાવતા, વટપત્રમાં સૂતેલા ભગવાનના મોઢા પર ભુવનમોહન હાસ્ય હતું; વસુદેવ આગળ ચાલ્યા.

કાનજી ને દેવજી આગળ ચાલ્યા, ઘૂંટણ સમાં પાણીને ડખોળતાં આગળ ચાલ્યા, બાળકના રુદનનો ભાર ઊંચકીને આગળ ચાલ્યા. માણેકના કરુણ ચિત્કારે એમનો પીછો પકડ્યો તોય આગળ ચાલ્યા; ઘૂંટણ સમાં પાણીને ખૂંદતાં કાનજી ને દેવજી આગળ ચાલ્યા; માણેકની ચીસ એમની પાછળ દોડતી દોડતી આગળ ચાલી, ઘડિયાળના કાંટા એકબીજાથી છૂટા પડીને આગળ ચાલ્યા.

વસુદેવ વરસતા વરસાદમાં જમનાજીને કાંઠે આવ્યા, નદી તો બંને કાંઠે છલકાય ! અસિતે ભારે કરામત કરી હતી. દીવા બધા બુઝાઈ ગયા હતા. તેજપુંજ જેવા કૃષ્ણ ભગવાન ને વચ્ચે વચ્ચે ઝબકી જતી વીજળી સિવાય બીજું કશું હવે દેખાતું નહોતું. ઘડીભર તો આ કરામત છે તેય બધાં ભૂલી ગયાં. જયાવતી શેઠાણી તો હાથ જોડીને ભક્તિભાવથી ઊભાં જ રહી ગયાં ! વસુદેવે જમનાનાં પાણીમાં પ્રવેશ કર્યો ન કર્યો ત્યાં એકદમ પાણીને ડહોળતો સરરર કરતોકને અવાજ આવ્યો, બધાં ઘડીભર ચમકી ગયાં. કૃષ્ણ ભગવાનને માથે નાગે છાયા કરી. ભક્તોએ હાથ જોડ્યા. બીજાં કુતૂહલથી વિસ્ફારિત નેત્રે જોઈ રહ્યાં ને વસુદેવ આગળ વધતા ગયા.

'વેલજી ડોહા ! છો કે ?'

'કુણ સે ?' ઘોઘરા અવાજે દમિયલ ડોસાએ ઊધરસનો ઠણકો ખાતાં ખાતાં જવાબ વાળ્યો. 'ઈ તો હું ને કાનજી, ઝટ આવો બ્હાર. આ છોરો લાવ્યા છિયેં, જરા ઈના ટાંટિયા વાળી દ્યો ને.'

ડોસો બોલ્યો : 'હાવ બેઠો રિયે ઈમ કરવું છે કે પછી લાકડીને ટેકે હાલીને ભીખ માંગે ઈમ કરવું છે ?'

કાનજી બોલ્યો : 'હાવ પાંગળો ના કરતા, દાદા; અક્કરમીએ મધરાતે આંઈ જનમ લીધો. નકર...' એનો અવાજ ગળગળો થઈ ગયો.

દેવજીએ કહ્યું : 'હાલ્ય હવે, ગાંડા મા કાઢ્ય. છોરો આયવો છે તે રોટલાની જોગવાઈ કરવી કે નંઈ ? તું તો ઈને ભણાવીગણાવીને લાટસાહેબ બનાવવાનો હતો, નંઈ ?'

'દેવા, છોરો છે તો હાવ કિસન ભગવાન જેવો, આખરે છોરો તો માણકીનો ને !' એમ કહેતાંકને વરસોના અનુભવી હાથોએ પળવારમાં બાળકના ઘૂંટણને મરડીને ટાચકા ફોડી નાંખ્યા. બાળકની ચીસ હવાને વીંધી ગઈ.

દેવજી બોલ્યો : 'કાલ્ય હવારે રૂપિયો દઈ જાશું. લે, હાલ્ય 'લ્યા કાનજી, હવે તારો છોરો ભૂખે નંઈ મરે.'

પાણીમાં પડતાં પગલાંના ડબડબ અવાજ સંભળાયા. એ પગલાંને બાળકના રુદનનો ભાર જાણે ઘૂમરીઓ ખાઈને વળગતો હતો, ભીંસતો હતો ને એ પગલાં ડબડબ અવાજ કરતાં આગળ વધી રહ્યાં હતાં.

ભગવાન ગોકુળ પહોંચ્યા, ગોકુળમાં ઉત્સવ મચ્યો. જશોદામૈયાએ કૃષ્ણકુંવરને શણગાર્યા, નજર ન લાગે માટે ગાલે મેશનું ટપકું કર્યું, ગોકુળ આખું ટોળે વળ્યું. ગોપબાળના આનન્દરવથી વનરાજિ ગાજી ઊઠી, પંચાજીરી વહેંચાઈ. શરણાઈએ લલિત રાગ છેડ્યો. અસિત ખેલ પૂરો કરીને બહાર આવ્યો. બધાં એને વીંટળાઈ વળીને શાબાશી આપવા લાગ્યાં. બ્રિજની મંડળી ફરી જામી, વિશાખા અને ધનંજય ફરીથી અધૂરી રહેલી પ્રણયગોષ્ઠિને પૂરી કરવા ઉપલા માળે બધાંની નજર સરકાવીને ચઢી ગયાં. વૃન્દાવનદાસની મંડળીનું ભાગવત્પારાયણ આગળ ચાલ્યું. જયાવતી શેઠાણીએ હાલરડું ઉપાડ્યું :

જાગો નન્દ કે લાલ, ભોર ભયી...

માણેકની ચીસે પાછા ફરેલા કાનજી અને દેવજીને વધાવ્યા : 'મને ઇનું એક વાર મોઢું તો દેખવા દેવું'તું ! લાવો મારે ખોળે, લાવો મારા નન્દકુંવરને...'

દેવજીએ કહ્યું : 'ગાંડી થા મા, માણકી. તારા નન્દકુંવરને કોઈ ચોરી નથી ગયું. લે, આ તારો છોરો.'

કાનજીની સામે ચિત્ર ખડું થયું : ધખતી બપોરે માણેકની સાથે એ પતરાની નાનકડી ગાડીમાં પાંગળા કિસનને શહેરના રસ્તા વચ્ચે થઈને ખેંચી રહ્યો છે. પોતે આંધળો છે, દીકરો પાંગળો છે, દુનિયા દેખતી છે, ભગવાન કૃપાળુ છે, મોંમાં ધાન છે, દુનિયા પર વૈકુણ્ઠ છે. ભગવાન ગોકુળથી પધારીને મથુરાના રાજા થયા છે, બધાં સુખી છે.

માના ખોળામાં બેસીને માતાની અશ્રુધારામાં નહાતો કિસન જાણે કે પિતાની આંખ સમક્ષ તરવરી ઊઠેલા ભાવિના દર્શનને જોતો હોય તેમ એકાએક હસી પડ્યો પણ મેઘલી રાતના એ અંધારામાં માણેકને એ હાસ્ય દેખાયું નહિ.

# 2

# વૈશાખ સુદ અગિયારસ

'મોટી બહેન, ઓ મોટી બહેન, જરા ટિન્નિને રાખો ને, મને તો જરાય ગાંઠતી નથી.' એક ઓરડામાંથી અમુલખરાયની વચલી દીકરી પ્રભાએ બૂમ પાડી. ગોળમટોળ ઢીંગલી જેવી ટિન્નિ લુચ્ચું મીઠું હસતી પ્રભાની સાડીનો પાલવ ખેંચીને સંતાઈ ગઈ. કેતકીએ એને ઊંચકી લીધી ને પટાવીફોસલાવીને બીજા ઓરડામાં લઈ ગઈ.

ત્યાં નીચેથી અમૂલખરાયે બૂમ પાડી : 'કેટી, ક્યાં ગઈ ! મહારાજને ભંડારિયામાંથી ઘી કાઢી આપ તો.' ટિન્નિને કેડે બેસાડીને કેતકી નીચે ગઈ. હજુ તો દાદર ઊતરતી જ હતી ત્યાં સૌથી નાની આભાએ કહ્યું : 'મોટી, તને તો વખત જ નથી જાણે ! મને જરા સરખી વેણી તો ગૂંથી આપ.' સૌથી નાની આભાનાં આજે લગ્ન હતાં. આભાને ટિન્નિની જેમ જ કેડે લઈને એ ફરી છે. વિધવા થઈને કેતકી આજથી પાંચ વરસ પર ઘરે પાછી ફરી ત્યારથી આભાના ભણતરની કાળજી પણ એણે જ સ્વેચ્છાએ માથે લીધી હતી. ને આભાને માટે લાયક મૂરતિયો શોધવામાં પણ એણે જ ખાસ ભાગ ભજવ્યો હતો.

આભા જોડે કોઈની લગ્નની વાત કાઢવાની હિંમત ચાલતી નહીં, ખુદ અમૂલખરાયની પણ નહીં. કોઈ એને છેડતું નહીં. આભા બી.એ. થઈ પછી અમૂલખરાયની ધીરજ રહી નહીં. સારા મૂરતિયાઓ એક પછી એક ઝડપાઈ જતા હતા. આખરે કેતકીને માથે જ એ કામ આવી પડ્યું. એક દિવસ ધીમે રહીને એણે વાત કાઢી : 'આભા, પેલા કેશવપ્રસાદ કાકાનો શ્રીયશ અમેરિકાથી પાછો આવી ગયો તે તેં જાણ્યું ?'

ચાલાક આભા વાત કળી ગઈ. એ છણકો કરીને બોલી : 'મોટી, આપણા સગરામપુરાનો પેલો મોચી ડર્બનથી પાછો આવી ગયો તે તમે જાણ્યું ?'

કેતકી હસી પડી. આભાને એક ટપલી મારીને કહ્યું : 'હત્ ગાંડી !' એટલે આભા

રોષથી ગાલ ફુલાવીને લડતી લડતી કહેવા લાગી : 'તો મોટી, તનેય શું હું એટલી બધી ખૂંચું છું કે મને અહીંથી રવાના કરી દેવાને તુંય ખાઈપીને મંડી છે ?'

કેતકીએ કહ્યું : 'આભા, તું નાની હતી ને હું તને પેલી પરી અને રાજકુમારની વાત કહેતી હતી ત્યારે તું મને હંમેશાં પૂછતી કે બે પાંખવાળા ઘોડા પર અસવાર થઈને, સાત સાગર કુદાવીને રાજકુમાર આપણી પાસેય આવે ખરો કે ? ત્યારે હું જવાબમાં કહેતી કે હા, કેમ નહીં આવે ? તારો એક વાળ તાપીમાં તરતો મૂકી દે ને, એ વાળ તરતો તરતો રાજકુમાર પાસે જશે કે ખલાસ ! પછી એને ચેન નહીં પડે. રાતે ઊંઘ નહીં ને દિવસે કરાર નહીં.'

આભાએ જાણે પોતે કંઈ સમજી જ નથી એવો ઢોંગ કરીને પૂછ્યું : 'તે એનું અત્યારે શું છે ? હું શું નાની કીકલી છું ?' કેતકીએ હસીને કહ્યું : 'ના, એમ નહીં. તેં અમારાં બધાંની ચોરીથી તારો વાળ જરૂર તાપીમાં તરતો મૂક્યો હોવો જોઈએ. નહીં તો સાત સાગર પાર કરીને રાજકુમાર આજે તારે આંગણે આવી ઊભો ન રહે.'

આભા રોષે ભરાઈને બોલી : 'ઓહો, મહેરબાન આજે આપણે ઘેર પધારવાના છે, એમ ને ? જોજો ને, હું એની એવી વલે કરીશ, એવી વલે કરીશ...'

કેતકીએ એને અટકાવીને કહ્યું : 'ગાંડી, એવું થાય કે ?'

તે દિવસે શ્રીયશ ઘરે આવ્યો ને આભા એને લઈને દીવાનખાનામાં ગઈ ત્યારે ઊંચે જીવે બારણાની તરાડ આગળ કેતકી ઊભી રહી ને આભા શ્રીયશને કશું અણઘટતું કહી ન નાંખે માટે એણે બને તેટલું સાંભળવાનો પણ પ્રયત્ન કર્યો. પણ એક જ મિનિટની અંદર એણે જે જોયું તેનાથી એને સમજાઈ ગયું કે હવે વરમાળા આરોપાઈ ચૂકી હતી.

આ બધું એક એક પગથિયું ઊતરતાં એ જાણે નજર સામે જોતી હતી. તો આભા આજે જશે, મેના ઊડી જશે.

આજે ઘર ગાજી ઊઠ્યું છે. પંદર દિવસ પછી આવડું મોટું ઘર ખાવા ધાશે. ટિન્નિની ટચૂકડી આંગળીઓ એના ગાલ પર ફરતી હતી. ટિન્નિએ પૂછ્યું : 'માસી, તારી માળા ક્યાં ?'

કેતકીએ ઝટ જવાબ દઈ દીધો : 'નાની માસીને આપી દીધી. તું તારી માળા મને આપીશ.'

ટિન્નિએ કહ્યું : 'ના, હું તને નહીં આપું' ને એના બે નાનકડા હાથ ગળામાંની સોનાની સેરને બાઝી પડ્યા.

ઘીનું કામ હજી માંડ પત્યું ત્યાં એનાથી નાની બહેન સુકેશી એના વર સાથે એને સાસરેથી આવી. એનાં ચાર બાળકોથી ઘર ગાજી ઊઠ્યું. એની દસેક મહિનાની બેબીને સુકેશીએ કેતકીના હાથમાં આપી. કોણ જાણે શાથી કેતકીનો રુક્ષ ચહેરો જોઈને કે પછી અજાણ્યું લાગ્યું તેથી એ કેતકીની પાસે જતાં જ ચીસ પાડીને રડવા લાગી. કેતકી છોભીલી પડી ગઈ. બધાં ધમાલમાં હતાં. એ બધાં વચ્ચેથી સરીને ગુપચુપ રસોડામાં ચાલી ગઈ. હજુ માંડ પગ વાળીને બેઠી હશે, ત્યાં વળી આભાની બૂમ સંભળાઈ, 'મોટી, ઓ મોટી, ક્યાં ગઈ ?' ને એ ઊઠી જઈને જોયું તો બે ઘૂંટણ વચ્ચે માથું સંતાડીને આભા બેઠી હતી. કેતકીએ બે હાથે એનું મોઢું ઊંચું કર્યું, જાણે તળાવડીમાંથી સુવર્ણપદ્મ પ્રગટ થયું. કેતકી બોલી : 'આજે આવું મોઢું કરીને બેસાય કે ? હસી પડ જોઉં.' આભાના ગાલ વધારે ફૂલ્યા.

કેતકીએ કૃત્રિમ રોષ આણીને કહ્યું : 'મારું કહ્યું નથી માનવું ? હું શ્રીયશને બધું કહી દેવાની છું. કહીશ કે એને બાપુએ બહુ લાડે ચઢાવી છે. જરા બરાબર ખોખરી કરજો. એટલા માટે હું શ્રીયશને એક નેતરની સોટી ભેટમાં આપવાની છું.'

આ સાંભળીને આભા હસી પડી ને બોલી : 'પણ એ સોટીનો ઉપયોગ કોણ કોની સામે કરે છે તે કોઈ વાર જોવા આવજે.' કેતકી પણ હસી પડી ને બોલી : 'ગાંડી, પતિદેવને માટે સ્વપ્નમાંય એવો વિચાર ન લાવીએ, હોં કે.'

નમતો પહોર થવા આવ્યો. અબ્દુલ મિયાંએ શરણાઈ પર પૂરિયા ધનાશ્રીના સૂર છેડ્યા. એ સૂર ઘરને ખૂણે ખૂણે ભમવા લાગ્યા. છેક રસોડામાં પરસેવાથી રેબઝેબ થતી કેતકી બાળકોની મંડળીને સન્તોષવાનો વૃથા પ્રયત્ન કરતી બેઠી હતી ત્યાં એ સૂર જઈ પહોંચ્યા ને કેતકીના હાથમાંથી દૂધની વાટકી સરી ગઈ. એ સાવધ થઈ, એણે કામમાં ચિત્ત પરોવ્યું. સુકેશીના વચલા દીકરાને રેશમી પહેરણ નહોતું પહેરવું. એ જીદ માંડીને બેઠો હતો. ટિન્નિને ચણિયાચોળી ને ઓઢણી પહેરવાં હતાં. પ્રભાની બે વરસની બેબી ખાવાનો કજિયો માંડીને બેઠી હતી. એ ઘોંઘાટને ભેદીને પૂરિયા ધનાશ્રીના સૂર એને ઢંઢોળવા લાગ્યા. છેલ્લાં પાંચ વરસની કોઈ ઢબૂરી દીધેલી યાદને ચારે તરફ ફરી વળીને એ સૂર ઢંઢોળવા લાગ્યા.

ત્યાં આભા દોડતી દોડતી બેબાકળી બનીને આવી. એણે કહ્યું : 'મોટી, એમણે આપેલી વીંટી મારાથી ક્યાંક મુકાઈ ગઈ છે. હવે ?' એની આંખ રડું રડું થઈ રહી.

કેતકીનું હૃદય અજાણી આશંકાથી ફફડી ઊઠ્યું. એણે આભાને ધીરજ દેતાં કહ્યું : 'ઓહો, એમાં શું છે ? હમણાં જ શોધી કાઢું છું. તું તારું કામ કર.' ને

એ ઉપર ચઢી, ચાલી જતી આભાને એણે ઘડીભર ઊભી રાખી. ચિબુક પકડીને એણે એનું મોઢું ઊંચું કર્યું ને એના ગાલમાં એક ચૂંટી ખણી, વહાલની એક ટપલી મારી ને આભા ઝાંઝર ઝણકાવતી દાદર ચઢી ગઈ. ઝાંઝરનો એ રણકાર ને પેલા પૂરિયા ધનાશ્રીના સૂરની છાલક હવે જાણે બધી પાળ તોડીને જ રહેશે એવું એને લાગ્યું. એ રસોડું છોડીને સહેજ બહાર આવી.

વરઘોડો આવવાની તૈયારી થઈ ગઈ હતી. બધાં ધમાલમાં હતાં. ઘરના નોકરો સુધ્ધાં બહાર જઈને બેઠા હતા. પેલા શરણાઈના સૂર એની વધુ ને વધુ નિકટ આવતા જતા હતા. એ ગભરાઈને અંદર દોડી ગઈ. ઘર આખું સૂનું હતું. એ દાદર ચઢવા લાગી. એણે બીજા કોઈનાં પગલાંનો ભણકાર સાંભળ્યો. એ સાવધ થઈ. થોડી વાર કાન માંડીને ઊભી રહી, પછી બબડી : 'ના ના, એ તો ભ્રમણા ! એ અહીં ક્યાંથી હોય, એ હવે અહીં ક્યાંથી હોય !' ને એ ઉપર ગઈ. આભાના ઓરડામાં જઈને વીંટી શોધવા લાગી. વીંટી તો તરત જડી ગઈ. કપડાંના ઢગલા નીચે જરા ઢંકાઈ ગઈ હતી. એ વીંટી આપવાને પાછી નીચે ઊતરતી હતી ત્યાં એણે આયનામાં પોતાનું પ્રતિબિમ્બ જોયું. ને એની પાછળ એણે બીજું પ્રતિબિમ્બ જોયું. હવા ધ્રૂજી ઊઠી. ક્યાંકથી જાણે કોઈક અવાજ ઓરડામાં ઘૂમી વળ્યો. એણે કાન માંડ્યા.

'કેટી, કેટી, કેટી ...'

એનાથી બોલાઈ ગયું : 'નીરદ !'

ફરી જાણે એને કાને ભણકારા અથડાયા : 'કેટી, પાનેતર, ચૂડલો – અરે, ક્યાં છે બધું ? પહેરી લે, મૂરત ચાલ્યું જશે નહીં તો ! ભૂલી ગઈ ? આજે વૈશાખ સુદ અગિયારસ છે. ભૂલી ગઈ ?'

ને એ બોલી ઊઠી : 'ના.'

પેલો અવાજ જાણે એને અનુનય કરતો ચારે બાજુથી એને ઘેરી વળ્યો : 'પહેરી લે, પહેરી લે.'

ને એણે પોતાની પેટી ખોલી. હાથે કંકણ પહેર્યાં, પાનેતર પહેર્યું, પગમાં ઝાંઝર પહેર્યાં, વાળ સરખા કર્યા, આભાએ બાજુએ રાખેલી વેણી પહેરી; ને એ ઊભી થઈ. ફરી પેલો અવાજ એને ચારે બાજુથી ઘેરી વળ્યો : 'કેટી, ચાલ, હવે હું આવું છું. હું આવું છું.' એના કાનમાં એ અવાજ રહીરહીને ગુંજવા લાગ્યો : 'હું આવું છું, હું આવું છું.' ફાટેલી આંખે એ દૂર ને દૂર જતા અવાજને શોધી રહી, શોધતી જ રહી. બધું ભાન ભૂલીને શોધતી જ રહી.

નીચે માંયરામાં આભા અકળાવા લાગી. એણે એની માને કહ્યું : 'જા ને, મારી વીંટી મોટી પાસે રહી ગઈ છે. જલદી લાવી આપ ને !'

મા ઉપર દોડી. એણે બૂમ પાડી : 'કેટી, કેટી.' કાંઈ જવાબ આવ્યો નહીં. એ આભાના બારણા આગળ પહોંચી. અંદર નજર કરતાં જ ચોંકીને ઊભી રહી ગઈ આ કોણ ? કેતકી કે કેતકીનું ભૂત ? એ ઝટઝટ દાદર ઊતરી ગઈ. ત્યાં હસ્તમેળાપ થયો. ઝાલર વાગી. બૅન્ડ ગાજ્યું, શરણાઈએ દરબારી કાનડાના સૂર છેડ્યા.

કેતકી સફાળી ઊભી થઈ ગઈ. ઝાંખા અંધારામાં એણે પોતાનું પ્રતિબિમ્બ જોયું. એ ભાનમાં આવી. દોડતી દોડતી બારણાં બંધ કરીને એ શણગાર ઉતારવા લાગી. ત્યાં ટિન્નિએ બારણું ઠોકીને કહ્યું : 'મોટી, નાની માસી વીંટી માગે છે, બારણાં ખોલો ને, મોટી, મોટી, મોટી, બારણાં ખોલો ને !'

બધું સરખું કરીને કેતકીએ બારણાં ખોલ્યાં, ટિન્નિએ એની આંખમાં આંસુ જોયાં. એ કેતકીના ખોળામાં બેસી પડી ને પૂછવા લાગી : 'મોટી, તું કેમ રડે છે ? તને મારી માળા આપું ? લે.' એના નાના નાના હાથે સોનાની સેર ઉતારીને કેતકીના હાથમાં મૂકી. કેતકીએ એને ચૂમી લીધી ને કહ્યું : 'જા તો ટિન્નિ, આ વીંટી આભામાસીને આપી આવ તો !'

કેતકી હાથમાંની સોનાની સેરને આંસુથી ભીંજવતી બેસી રહી.

3

## પાંચમો દાવ

કનુ દાખલો ગણતો હતો. કેમે કર્યો મેળ ખાતો નહોતો. ક્યાંક કશીક ગૂંચ હતી. કશુંક છુપાઈને બેઠું હતું. તેનું પગેરું એને જડતું નહોતું. ઉપલે નંબરે પાસ થવાની હરીફાઈમાં આ જ એને દગો દઈ જશે કે શું !

સુશીલા આયના સામે ઊભી ઊભી પોતાને જોઈ રહી હતી – ના, એ જોતી હતી પોતાના પ્રતિબિમ્બને પણ એની દૃષ્ટિ શૂન્યમાં અથડાઈને પાછી ફરતી હતી. કશીક અધીરતા, ગભરાટ ને ભય એની આંખમાં વરતાતાં હતાં. એ એક વસ્તુ ઉપાડતી હતી, એને મૂકીને બીજી હાથમાં લેતી હતી. એમ કરવા જતાં ટૉઇલેટ ટેબલ પરની રામકૃષ્ણ પરમહંસની છબિ એણે પાડી નાંખી હતી. એના પડવાનો અવાજ થતાં એ ચોંકી ઊઠી ને ચીસ પાડવા જતી હતી પણ મહાપ્રયત્ને એ ચીસને એણે રોકી લીધી હતી. એ ચીસનો રૂંધાયેલો આવેગ મોઢા પરની રેખાઓમાં જાણે પ્રસરી ગયો હતો. એ સ્વસ્થ થવાનો મરણિયો પ્રયત્ન કરતી હતી ને પ્રયત્ન કરતાં કરતાં સમજતી પણ જતી હતી કે પોતે એમ કરવા જતાં જ સ્વસ્થતાથી દૂર ને દૂર સરી જતી હતી... એ સરી જતી હતી... ને તેથી બેબાકળી બનીને એ કશાકને પકડી લેવા ઇચ્છતી હતી.

'...આ પહેલાં ખબર નહોતી કે લોહીમાં આવા ઝંઝાવાત હોય છે, સહેજ સરખા સ્પર્શમાં જન્મોજન્મનાં સ્મરણોને સજીવ કરવાની શક્તિ હોય છે ! મારી સામેનો સંસાર હવે જાણે મારાથી ડરીને ચાલે છે. મારો સહેજ સરખો સ્પર્શ થતાં એ વિદ્યુતથી ચિરાઈ જાય એવો એને ભય છે, પ્રત્યેક ક્ષણે નવું વિજયતોરણ બાંધતી હું આગળ વધું છું. કેટલાય જન્મના પરાભવનું આ વખતે જાણે સાટું વાળી રહી છું. હું આઠેય વ્યૂહ ભેદીશ ને પારિતોષિક રૂપે તને પામીશ. મારો શ્વાસ તે શ્વાસ નથી, પણ ઉન્મત્ત અશ્વની હ્રેષા છે...'

સુશીલા દીવાનખાનામાં પ્રવેશતી હતી તે જોઈને ગભરાટમાં હરકાન્તે જાણે

એ ઉન્મત્ત અશ્વને લગામ ખેંચીને ઊભો રાખ્યો. એણે હાથમાંનો કાગળ પાસેની ટિપાઈ પર મૂકી દીધો ને પોતે ભૂલ કરી છે તેનો ખ્યાલ આવતાં હાથ લંબાવીને ચોરીછૂપીથી એને ખિસ્સામાં સેરવી દેવાનો પ્રયત્ન કરવા ગયો; પણ હવે સુશીલા બહુ નજીક આવી હતી. એટલે એનો હાથ સહીસલામતીની સ્વાભાવિક વૃત્તિને વશ થઈને, એના કશા આદેશની રાહ જોયા વિના પાછો ખેંચાઈ ગયો. એણે સામેના આયનામાં પોતાના ચહેરા પરનો ગભરાટ જોયો ને સુશીલા પોતાની નજર સામે નજર માંડે તે પહેલાં એ ગભરાટ ઉપર પોતું ફેરવી દેવાનો પ્રયત્ન કર્યો.

‘પપ્પા, દાખલામાં ભૂલ પડ્યા કરે છે. તમે જરા બતાવો ને !’ કનુએ થાકીને કહ્યું.

‘તારી જાતે જ ભૂલ શોધી કાઢ, તો જ તને આવડશે. હું ભૂલ શોધી આપું તો પછી તું મહેનત જ નહીં કરે.’ હરકાન્તે કનુને સ્વાશ્રયી થવાની શીખ આપી. કનુ કચવાયો. થોડી વાર એ એમ ને એમ બેસી રહ્યો. દાખલો ભૂંસી નાંખ્યો, ફરી રકમ માંડી, ફરી આગળ વધ્યો...

સુશીલાએ જોયું કે એની નજર ઘડિયાળના કાંટા પરથી ખસતી નથી. આમ ઊંચી નજરે હરકાન્તની સામે બેસવું તે કેવું અસ્વાભાવિક લાગે તે એ જાણતી હતી ને જાણવા છતાં નજરને ખેંચી શકતી નહોતી...

હરકાન્તે જોયું કે હજી સુશીલાની નજર ટિપોઈ પર પડી નહોતી, એ ઊંચે જોતી હતી... એણે કાગળ જોઈ લીધો હશે ને પોતે જોયો છે તે જાણવા દેવું નથી તે માટે જ એ આમ ઊંચે જોઈ રહી હશે ? ને એની નજર કાગળ પર ગઈ. એના અક્ષરો નિર્ભીકતાથી છાતી કાઢીને ઊભા હતા. એ કાળા અક્ષરો ધીમે ધીમે એની નજર આગળ પડછંદ, કદાવર, બખ્તરમાં સજ્જ સૈનિકનું રૂપ ધારણ કરતા ગયા ને એકાએક ક્યાંકથી એક ઘોડેસ્વાર પૂરપાટ ધસી આવ્યો. એને કશી ખબર પડે તે પહેલાં હરકાન્તે જોયું તો એ ઊંચકાઈ ગયો હતો. પેલા ઘોડેસ્વારની સાથે એ પણ પૂરપાટ ધસ્યે જતો હતો, ધસ્યે જ જતો હતો... ક્યાં ?...

સુશીલા ઊઠી. એને ઊઠતી જોઈને હરકાન્ત ચમક્યો. એ છૂપું ન રહ્યું. એ પણ એકદમ ઊભો થઈ ગયો, જાણે એક જ શક્તિનાં પ્રેર્યાં બંને કઠપૂતળીની જેમ વરતી રહ્યાં હતાં. એ બારી તરફ વળ્યો. એકદમ સુશીલા આગળ ધસી આવી ને હરકાન્તનો હાથ પકડ્યો. ને એ ગભરાયો... એને લાગ્યું કે જેની એને ભીતિ હતી તે ક્ષણ હવે આવી પહોંચી છે. અસહાયતાનો રોષ, આંસુમાં ડૂબતા શબ્દો,

ચીસમાં ફેરવાતા શબ્દો, પોતાનો ખુલાસો, અનુનય, આલિંગન... ને એ રાહ જોઈ રહ્યો. પણ એ આશ્ચર્યથી અવાક્ થઈ ગયો. સુશીલા એને કહી રહી હતી : 'અરે, એક વાત તો ભૂલી જ ગઈ ! ક્યારની એ યાદ કરતી હતી કે તમને કહું, હાશ, હવે યાદ આવી.'

હરકાન્તે છુટકારાનો દમ ખેંચીને કહ્યું : 'શું ?'

સુશીલા એનો હાથ પકડીને ખેંચી રહી હતી. 'તમે અહીં તો આવો, હું તમને કશુંક બતાવું.' હરકાન્ત ગમે તે જોવા તૈયાર હતો. પેલી ટિપાઈ ને ટિપાઈ પરના કાગળથી બંને દૂર હતાં ને જેમ જેમ દૂર જતાં હતાં તેમ તેમ સલામતીની વધારે ને વધારે નજીક જતાં હતાં. હરકાન્તે કૃતજ્ઞતાપૂર્વક સુશીલાનો હાથ દબાવ્યો. સુશીલાની આંખમાં પોતે એની ઇચ્છા મુજબ વરતવાનો એના પર અનુગ્રહ કર્યો તે બદલના આભારની લાગણી એણે છલકાતી જોઈ. ને બંને આગળ વધ્યાં – કઠપૂતળીની જેમ...

'આ સિગારેટલાઇટર કાલે અરવિન્દભાઈ તમને ભેટ આપી ગયા છે. તમારી રાહ જોઈ પણ તમે કાલે બહુ મોડા આવ્યા. બહુ મજાનું છે, નહીં ?'

'કોઈ ચીજ છે ! અરવિન્દની પસંદગી એટલે પૂછવું જ શું ?' એક દાવ પૂરો થયો. બંને સહેજ સ્વસ્થ થયાં, હરકાન્તે સિગારેટ કાઢી ને લાઇટરથી સળગાવી...

કનુ વળી ફસાયો – આંકડાનું અડાબીડ જંગલ... એ દૂર ને દૂર ચાલ્યો જાય છે. જંગલમાં એક મોટા આમલીના ઝાડ નીચે થોડુંક ખોદવાનું છે, ખોદતાં સોનાનો ચરુ નીકળશે, એમાં માણેકનો હાર છે, એ હાર લઈ જંગલમાં આગળ વધવાનું છે – બહુ સંભાળપૂર્વક આગળ જવાનું છે. જંગલમાંનો પેલો રાક્ષસ સમડી થઈને એ હાર હાથમાંથી ઝૂંટવી લઈ ન જાય તે જોવાનું છે. નાગ થઈને પગે ડંખી ન જાય તેની સંભાળ રાખવાની છે. ભોમિયો થઈને ખોટે રસ્તે દોરવી ન જાય તેનીય તકેદારી રાખવાની છે. કારણ કે દૂર ચન્દનતલાવડીને કાંઠે જે હંસી પાણીમાં ચાંચ બોળીને ઊભી છે તેના ગળામાં એ હાર પહેરાવવાનો છે. એ હાર પહેરતાં જ હંસી રાજકુંવરી થઈ જશે... પણ આંકડાઓ સાપની જેમ ગૂંચળું વળીને પગે વીંટળાય છે, સમડીની જેમ આજુબાજુ ઊડ્યા કરે છે... ને કનુ કંચવાય છે. ફરી કહે છે : 'પપ્પા, પપ્પા, જરાક આમ તો જુઓ.'

હરકાન્ત કનુ પાસે જાય છે. સુશીલા બારી આગળ જાય છે. હરકાન્ત કનુની પીઠ થાબડીને કહે છે : 'અરે, સાવ સહેલો દાખલો છે. જરા હિંમત રાખ, કરી નાંખ જોઉં, ને એ પાછો ફરે છે. એને પાછો ફરતો જોઈને સુશીલા બારી આગળથી

એકાએક ખસી જઈને પોતાની જગાએ અપરાધીની જેમ બેસી જાય છે. એની આંખો જાણે કહી રહી છે : 'દોષિત છું, જે શિક્ષા કરવી હોય તે કરો, શિક્ષા કરો તો કૃપા.' હરકાન્ત પણ મરણિયો બનીને ધસે છે ને ટિપાઈ આગળની પોતાની જગાએ બેસી જાય છે... ત્રીજો દાવ શરૂ થાય છે.

સુશીલા બોલી : 'કાલે તમારી બૅન્કના એજન્ટને ત્યાં જવાનું કહેતા હતા, તે જશો ને ?' બોલ્યા પછી એને લાગ્યું કે પ્રશ્ન બરાબર મૂકી શકાયો નહીં.

હરકાન્તે કહ્યું : 'ના, ના, એવું કાંઈ ખાસ મહત્ત્વનું કામ નથી. એણે એકબે વાર કહેલું કે ઘરે આવજો એટલે થયું કે એકાદ વાર જઈ આવીએ. કેમ, તેં કાંઈ પ્રોગ્રામ નક્કી કર્યો છે ?'

સુશીલા સાવધ બની. એને લાગ્યું કે એ ભયસ્થાનની વધુ નજદીક સરી રહી છે. એણે કહ્યું : 'મારો કાંઈ ખાસ પ્રોગ્રામ નથી. કાલે હિન્દુ સ્ત્રીમણ્ડળવાળાં સુસ્મિતાબહેન ગરબાના કાર્યક્રમમાં જવાનું કહી ગયાં હતાં. એ જો આવશે તો એમની સાથે કદાચ જઈશ.' પોતે કેટલી સ્વાભાવિકતાથી અસત્ય બોલી શકી તે જોઈને એને જ આશ્ચર્ય થયું. એને ટિપાઈ પર પડેલી ચોપડી ઊંચકી, હરકાન્તનો જીવ પણ ઊંચકાયો;... પેલા ઘોડેસ્વારે એને ઊંચકી લીધો છે ને ઘોડો પૂરપાટ અન્ધકારને વીજળીની જેમ વીંધતો દોડ્યે જાય છે. હૃદયનો ધબકાર સુધ્ધાં જાણે સંભળાતો નથી, કેવળ સંભળાય છે ઘોડાના ડાબલાનો અવાજ... એ જઈ રહ્યો છે... દૂર ને દૂર. એની પાછળ જાણે આખું સૈન્ય ધસી રહ્યું છે, દુન્દુભિનો તુમુલ નાદ થાય છે, એ ગભરાય છે, એ કશાક આદિમ બળને પલાણીને જાણે ધસી જઈ રહ્યો છે...

સુશીલાએ ચોપડીની ઓથ લઈને ફરી ઘડિયાળ તરફ નજર કરી. એણે જોયું તો પાંચ મિનિટની વાર હતી. સમય એના હાથમાંથી સરતો જતો હતો. એ દરમિયાન એને ઘણું કરવાનું હતું, હરકાન્તને બૅન્કના એજન્ટને ત્યાં મોકલવાનો હતો, કનુની વ્યવસ્થા કરવાની હતી; ને એ ગભરાઈ. એને બધું વ્યર્થ જતું લાગ્યું. એણે ચોપડી ટેબલ પર મૂકી દીધી ને હરકાન્ત સામે જોયું. હરકાન્ત વ્યગ્ર હતો – શાથી તે એને સમજાયું નહીં. બંનેની નજર મળી. જાણે સુલેહ થઈ... ત્રીજો દાવ પૂરો થયો.

હરકાન્ત પૂરી થવા આવેલી સિગારેટને ફેંકવા ઊભો થાય તે પહેલાં જ સુશીલાએ એના હાથમાંથી સિગારેટ ખેંચી લીધી. એમ કરવા જતાં એ સહેજ દાઝી પણ ખરી પણ એ સિગારેટ એણે બારી આગળ જઈને ફેંકી દીધી. ને

એ પાછી આવીને બેઠી અને એણે ટિપાઈ પર પડેલા કાગળને હાથમાં લીધો...

સૈન્ય નજીક આવી પહોંચ્યું છે; કેટલાંય તીર એના કાનની પાસેથી સરર કરતાં ચાલ્યાં જાય છે, હવામાં તીર જ તીર છે. એના લોહીના કણેકણમાંથી પણ કોઈ તીર છોડી રહ્યું છે. એને માટે ક્યાંક કોઈ બાણશય્યા તૈયાર કરી રહ્યું છે. હમણાં એ કેદ પકડાશે, ભોંયરામાંની કાળી કોટડીમાં પુરાશે ને ત્યાં ચાબખા વીંઝાશે, લોહી ઝરશે ને પોતાની અંદર ખૂબ ઊંડે ઊંડે જે એણે છુપાવી રાખ્યું છે તે આ લોહીનાં બિન્દુ બહાર પ્રગટ કરી દેશે. અશ્વને ગતિ આપવાને માટે જાણે એણે ચાબુક વીંઝી...

સુશીલાના હાથમાંનો કાગળ ધ્રૂજી રહ્યો હતો, એ કાગળની ઓથ લઈને એ ઘડિયાળના કાંટાને જોઈ રહી હતી. એ આગળ વધ્યે જ જતો હતો. એને કોઈ રીતે રોકાય તેમ નહોતું. એ જાણે પોતાનું બધું બળ ખરચીને એ કાંટાને ટિંગાઈ રહી હતી, એને અટકાવી રહી હતી... ત્યાં એકાએક એના ધ્રૂજતા હાથમાંથી કાગળ સરી ગયો, એ છતી થઈ ગઈ, ચોંકી, પડી ગયેલો કાગળ લેવા નીચે વળી – ના, મોઢા પરના ભાવને સંતાડવા નીચે વળી. હરકાન્ત પણ મરણિયો બનીને નીચે પડેલા કાગળને ઊંચકવા નીચે વળ્યો. બંનેનાં માથાં અથડાયાં, બંનેએ એકબીજાં સામે જોયું. સુશીલાએ કાગળ લઈને ફરી ટેબલ પર મૂક્યો... ચોથો દાવ પૂરો થયો.

હરકાન્ત તરંગિણી પર કચવાયો. એ તો ખાઈપીને બધું ખેદાનમેદાન કરવા જ તૈયાર થઈ છે, આ તે કેવું ગાંડપણ ! પણ એને વારી શકાય એમ નથી, એનાથી દૂર ખસાય એમ નથી... પેલો ઘોડેસ્વાર સાત વ્યૂહ ભેદી ગયો છે, હવે છેલ્લો વ્યૂહ બાકી છે. એ વિજ્યોન્મત્ત અશ્વની હ્રેષા સાંભળે છે, એને બીજું કશું દેખાતું નથી, બધું જ પ્રચણ્ડ ગતિના દ્રાવણમાં ઓગળી ગયું છે. એક આકાર બાકી રહ્યો છે, એને એ ફરી ફરી ઝબકોળે છે પણ એ ઓગળતો નથી. એના પર એ નજર ઠેરવે છે, એને ઓળખવા મથે છે, ધારીધારીને જુએ છે, થોડી રેખાઓ બંધાય છે, ધીમે ધીમે બધું સ્પષ્ટ થાય છે ને જુએ છે તો સામે બેઠી છે સુશીલા.

કોઈકે બારણું ઠોક્યું. હરકાન્ત અને સુશીલા ઊભાં થઈ ગયાં. હરકાન્ત બારણા તરફ વળ્યો. બારણું ખોલ્યું. એક ગૃહસ્થે એને પૂછ્યું : 'યશવન્ત દવે અહીં રહે છે ?'

'ના.'

'હરકિશન મૅન્શન આ જ ને ?'

'હા, તમે ત્રીજે માળે તપાસ કરો. ત્યાં યશવન્તભાઈ છે ખરા.'

'માફ કરજો, તમને તકલીફ આપી.'

હરકાન્ત પાછો ફર્યો. એણે ટિપાઈ પર નજર કરી; પેલો કાગળ નહોતો... પેલો અશ્વ જાણે દોડતો દોડતો એકાએક થંભી ગયો છે. થંભીને જમીન પર ફસડાઈ પડ્યો છે, એને મોઢે ફીણ વળ્યું છે. એનો શ્વાસ જોરથી ચાલી રહ્યો છે... હરકાન્તને શરીરે પરસેવો વળી ગયો. એણે ફરી નજર કરી. સુશીલા બારી આગળ હતી. ત્યાં ઊભી ઊભી એ કદાચ આગળ વાંચી રહી હતી એની ખાતરી શી રીતે કરવી ? એ નીચે ઊતર્યો. સામેની ફૂટપાથ પર લપાતો લપાતો ગયો ને એણે ઉપર નજર કરી... જોયું તો સુશીલા કોઈક સાથે વાતો કરી રહી હતી, અણસારાથી. અણસારાનો અર્થ એટલો કે થોભો, બહુ વાર નહીં લાગે. હમણાં જ આવું છું.

હરકાન્ત ઉપર આવ્યો, કનુએ એને વળગી પડીને કહ્યું : 'પપ્પા, આખરે છેદ ઊડી ગયો ! એ છેદ ઊડતો નહોતો એટલે જ દાખલો બેસતો નહોતો.'

હરકાન્તે કહ્યું : 'હા, આખરે છેદ ઊડી ગયો !'

પાંચમો દાવ પૂરો થયો.

4

# નળદમયન્તી

નાઝ આગળ જઈને ચિત્રાએ જોયું તો અરુણા ક્યાંય નજરે પડી નહીં. આથી એને ખરું જોતાં એક અનિચ્છનીય પરિસ્થિતિમાંથી છૂટી જવાનો આનન્દ થવો જોઈતો હતો. પણ એ કોણ જાણે શાથી નિરાશા અનુભવવા લાગી. એનાથી અણજાણપણે એનું ચિત્ત સાહસને માટે તત્પર થઈને બેઠું હશે ? એ તક ચાલી જતાં નિરાશા ઉદ્‌ભવી હશે ? એ આવા વિચારમાં હતી ત્યાં ક્યાંકથી અરુણા આવી ચઢી ને એનો હાથ હાથમાં લઈને બોલી : 'ઓહો, તું આવી ખરી ! મને બહુ આશા નહોતી.' ચિત્રા કશું બોલી નહીં. એના હાથમાંની અરુણાની આંગળીઓ કશીક અસ્વાભાવિક ચંચળતાથી સળવળ્યા કરતી હતી. એ ચંચળતાની પાછળ ભય હતો કે વિહ્વળતા ? કોણ જાણે ! પણ હવે અનિશ્ચિતતાને સ્થાને આવેલી નિશ્ચિતતાને કારણે શરીરમાં એકાએક ભયનો સંચાર થયો. અરુણાની અસ્થિર આંગળીઓને એનું આખું અસ્તિત્વ જાણે બાઝી પડ્યું. પછી બંને આગળ વધ્યાં.

ઉપર જઈને બહારના સોફા પર બંને બેઠાં. ચિત્રાની ભયકાતર આંખો વિહ્વળ બનીને આમથી તેમ ફરવા લાગી. ચારે બાજુના મોટા મોટા આયનામાં એણે એનાં પ્રતિબિમ્બો જોયાં. એ આયનાઓએ જાણે વસ્ત્રાહરણ કરીને એને સાવ છતી કરી દીધી હોય એવું એને લાગ્યું. સંકોચની મારી એ એક આયના પરથી નજર પાછી વાળે ત્યાં બીજો આયનો નફ્ફટ બનીને એને વળી છતી કરે છે; આમ એની દૃષ્ટિ ચારે બાજુથી અસહાય થઈને પાછી વળી. એકાએક એને લાગ્યું કે એ જાણે કોઈ ચારે બાજુથી બંધ એવા ઓરડામાં પુરાઈ ગઈ છે. બહાર નીકળવાનો કોઈ માર્ગ રહ્યો નથી. અજાણ્યા ભયથી એનું હૃદય ફફડી ઊઠ્યું. આ દરમિયાન અરુણા કશુંક બોલ્યે જતી હતી ને ચિત્રા 'હં' કહીને કે માથું હલાવીને એની વાતમાં પોતાનું ધ્યાન છે એમ બતાવવાનો પ્રયત્ન કરતી હતી. ત્યાં અરુણા ઊઠીને ઊભી થઈને બોલી : 'હવે વખત થવા આવ્યો છે. તું અહીં બેસ. હું હમણાં જોઈને

આવું છું.' એમ કહીને એ દાદર ઊતરી ગઈ. એકાએક આવી પડેલી એકલતા સાથે એ પોતાનો મેળ બેસાડવાને મથવા લાગી. એણે ઊભા થઈને આયનાઓની તરફ પીઠ કરી નીચે નજર કરી. આનન્દથી તરવરતા ચહેરાઓની વચ્ચે એ ભૂલી પડી હોય એવું એને લાગ્યું. એણે દૃષ્ટિને એ બધા પરથી ખેંચી લઈને દૂરદૂરના આકાશ તરફ વાળી. મનમાં આવતા ચિત્રવિચિત્ર વિચારોથી ભાગીને એ જાણે પોતાનામાં જ કોઈ એકાદ ખૂણે સોડિયું વાળીને ભરાઈ ગઈ. હવે પછી જે કાંઈ થવાનું છે તેને આમ પોતાના જ શરીરના એક ખૂણામાં સરી જઈ નિર્લિપ્ત ભાવે બનવા દઈ શકાય તો... ત્યાં અરુણા આવી. આ વખતે એ એકલી નહોતી. એણે અરુણાના શબ્દો સાંભળ્યા : 'ચાલ ચિત્રા, હવે વખત થઈ ગયો છે.' 'વખત થઈ ગયો છે' એ શબ્દો કોઈ ભૂલું પડેલું ચામાચીડિયું ઓરડામાં વર્તુળ મારતું જાય તેમ એના મનની અંદર વર્તુળાકારે ઘૂમવા લાગ્યા. એણે અરુણાની દિશા તરફ ચાલવા માંડ્યું. થિયેટરમાં દાખલ થવાનો વખત થયો એટલે અરુણાએ કહ્યું, 'ચાલ ત્યારે, હવે હું જાઉં ને ?' એ પ્રશ્નના ઉત્તરની રાહ જોયા વિના જ એ ચાલી ગઈ.

થિયેટરમાં દાખલ થતાં જ અંદરનો અન્ધકાર એને અજગરની જેમ ગ્રસી ગયો. ન્યૂઝ રીલ શરૂ થઈ ગયું હતું. એને જ્યાં બેસવાનું કહેવામાં આવ્યું ત્યાં એ બેઠી. અત્યાર સુધી એ એક્કે શબ્દ બોલી નહોતી. આવી પરિસ્થિતિમાં કશુંક બોલવું જોઈએ ખરું ને બોલવું તો શું બોલવું તેની એને ખબર નહોતી. આથી સામેના પડદા પર જે દેખાતું હતું તે એણે જોયા કર્યું. 'નળદમયન્તી'નું ચિત્રપટ હવે શરૂ થઈ ગયું હતું. અનુરાગના પ્રથમ ઉદયથી આનન્દવિહ્વળ બનેલી દમયન્તી ઉદ્યાનમાં ફૂલો સાથે રમતી ગીત ગાઈ રહી હતી, ત્યાં પાસેની બેઠક પર સળવળાટ થયો ને એ ચોંકી. હવે પછીની ક્ષણોમાં જે કાંઈ બને તેને માટે એ પોતાની જાતને તૈયાર કરવા લાગી પણ શું કરવું એ તેને સૂઝ્યું નહીં. શસ્ત્રક્રિયા કરતાં પહેલાં જેના પર શસ્ત્રક્રિયા કરવાની હોય છે તે અંગને જૂઠું પાડી દેવામાં આવે છે. અહીં તો સમસ્ત સંવેદનાને જૂઠી કરી નાંખવી પડે એમ હતું. બાજ પંખીએ શિકાર પકડ્યો હોય ને એ શિકારને દબાવીને એ આજુબાજુ નજર નાંખીને નિરાંતે એને આરોગી શકાય એવા સ્થળની શોધ કરતું હોય ત્યારે એ વચલા ગાળામાં શિકારની જે સ્થિતિ થાય તેવી સ્થિતિ અત્યારે પોતાની હતી એવું ચિત્રાને લાગ્યું. એણે પોતાની બધી શક્તિ ખરચીને આ પરિસ્થિતિ સાથે તત્સમ થઈને રહેવાનો અથવા તો એને અતિક્રમી જવાનો ઉપાય શોધવા માંડ્યો. સ્મૃતિના સ્તર પછી સ્તર ઉકેલીને

એણે જ્યાં આશ્રય લઈને વર્તમાનની સંવેદનાથી નિર્લિપ્ત રહી શકાય એવું એક બિન્દુ શોધવા માંડ્યું… કોઈ ઉત્કટ સુખની સ્મૃતિ કે પછી કોઈ ઉત્કટ દુઃખની સ્મૃતિ ! અનેક નાનાં નાનાં સુખદુઃખની સ્મૃતિઓ હતી, બાકીનું ટેવની ઘરેડમાં પડીને સમથળ થઈ ગયું હતું. ટેવ ગમે તેવા ઉત્કટ દુઃખની ધારને તીક્ષ્ણ રહેવા દેતી નથી. નરેશે પહેલવહેલાં જ્યારે પોતાના ઉપરીને હાથે અપમાનિત થયાની વાત કરી ત્યારે બંનેને દુઃખ થયું હતું; પણ પછી નરેશનું અપમાન કરવાનો ઉપરીનો કાર્યક્રમ નિયમિત થઈ ગયો ને નરેશને પણ પોતે દુઃખી થયો છે એમ એના ઉપરીને બતાવવાની ટેવ પડી ગઈ. ચિત્રાને થયું કે આખરે માનહાનિથી દુઃખ થાય એવું શું એક્કેય મર્મસ્થાન નહીં રહે ? આ સતત પીછેહઠ, શાહમૃગની જેમ રેતીમાં માથું સંતાડીને વાસ્તવિકતાને અવગણવાની પ્રવંચના – આખરે ક્યાં પહોંચશે ? માનવીને એની માનવતાની સીમાની પણ બહાર ભગાડી મૂકી શકાશે ?…

આ બાજુ નળદમયન્તીના જીવનમાં ઊથલપાથલ થઈ ગઈ હતી. બાળકોને મોસાળ વળાવીને નળદમયન્તી વનમાં વાસ કરતાં હતાં. કલિનો પ્રભાવ પૂરો વિસ્તર્યો હતો. ત્યાં નળદમયન્તીની કથાનો અત્યન્ત કરુણ પ્રસંગ આવ્યો. મહામહેનતે પકડાયેલી માછલી દમયન્તીના હાથમાંની સંજીવની શક્તિથી સજીવ થઈ પાણીમાં સરી પડી. આથી નળ ગુસ્સે થયો, નળે ન કહેવાના શબ્દો કહ્યા. તે રાતે થાક અને દુઃખની ગ્લાનિથી દમયન્તી અધમૂઈ થઈને પડી હતી ત્યારે નળ એનું અર્ધું વસ્ત્ર ફાડીને, તેને અસહાય એકલી મૂકીને ચાલ્યો ગયો. પશ્ચાદ્‌ભૂમાં વાજિંત્રો કરુણ સૂરો રેલાવતાં હતાં. પ્રેક્ષકોની હૃદયતન્ત્રી પણ એનાથી રણઝણી ઊઠી હતી. કોઈ ભાવુક, પ્રેક્ષકોની આંખો પણ ભીની થઈ ગઈ હતી. ત્યાં એકાએક બાજુની બેઠકમાંનો હાથ આવીને એના સાથળ પર સ્થિર થયો. ચિત્રા જાણતી હતી કે એ હાથ ત્યાં વધુ વખત સ્થિર રહેવાનો નહોતો. આ નવી પરિસ્થિતિ પ્રત્યે એનું શરીર શી રીતે વર્તે છે તે એ તટસ્થ બનીને જોવાનો પ્રયત્ન કરવા લાગી. પ્રથમ સ્પર્શે શરીર એકદમ ચોંકીને સંકોચાયું હોય એવું તેને લાગ્યું. પછી એ સ્પર્શના સંવેદનને અન્ય સ્પર્શના સંવેદનથી વેગળા પ્રકારનું જાણીને એ કાંઈક મૂંઝવણમાં પડી ગઈ હોય એવું લાગ્યું. એકાએક પેલો હાથ એની અનિશ્ચિતતામાંથી જાગીને સાથળના માંસલ ભાગને એની પકડમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો…

ઘોર અંધારી રાતે વૈદર્ભી વનમાં વલવલતી હતી. વન હિંસ્ર પશુઓથી ભરેલું હતું. એ પશુઓ માંસનાં ભૂખ્યાં હતાં. વર્ષાની ધારા માથા પર ઝીંકાતી હતી. એણે એક વૃક્ષનો આશરો લીધો ત્યાં અજગર એના તરફ ધસી આવ્યો. એ સાપની

દૃષ્ટિ સાથે એની દૃષ્ટિ એક થતાં એ મન્ત્રમુગ્ધ થઈ ગઈ. એના મુખમાંથી ચીસ નીકળી શકી નહીં...

સાથળ પરથી ખસીને હાથ ઉપર આગળ વધ્યો. ઘડીક કમરને વીંટળાઈને એણે પીઠ તરફ ગતિ કરી. એની ગતિમાં એક પ્રકારનું મરણિયાપણું હતું જે આ પરિસ્થિતિમાં પણ ચિત્રાના ચિત્તમાં એને માટે દયા ઉપજાવતું હતું. અજગર શિકારને બાથ ભિડાવે તેમ એ હાથ એને ભીંસમાં લેતો ગયો... ત્યાં એકાએક દીવા થઈ ગયા. દમયન્તીને અજગરની પ્રાણઘાતક સન્નિધિમાં મૂકીને પ્રેક્ષકો ઊંચે હૈયે ખુલ્લી હવા ખાવા બહાર નીકળ્યા. ચિત્રાને લાગ્યું કે પેલા હાથની ગતિથી એના શરીર પર જાણે ચીલા પડી ગયા હતા.

'શું લેશો ? ઑરેન્જ, આઇસક્રીમ...'

'ઑરેન્જ.'

પરિસ્થિતિને અસ્વાભાવિક બનતી અટકાવવાને માટે એ એની પાછળ બહાર નીકળી. ઝગઝગતા દીવા ને એના પ્રકાશને ચાર ગણો કરી મૂકતા પેલા નિષ્ઠુર આયનાઓ ! એ ચાલતી હતી પણ એની ગતિ જાણે કોઈ મોટા કરોળિયાની જાળની અંદર રહીને થતી હોય એવું એને લાગતું હતું. જાણે કોઈ પ્રાણીની ચીકણી લાળ ચારે બાજુથી એના અંગને લપેટાઈ ગઈ હતી.

'તમને ફિલ્મ ગમી ?'

'ખૂબ કરુણ છે.'

'મને પણ કરુણ ફિલ્મ જોવી ગમતી નથી. પણ અહીંના જેવી આરામવાળી બેઠક બીજે નથી.'

'હા.'

ઇન્ટર્વલ પૂરો થવાની ઘંટડી વાગી. બંને અંદર પ્રવેશ્યાં – પેલા અન્ધકારના અજગરના મોઢામાં. ચિત્રાને આખી દુનિયા ગૂંચળું વાળીને શિકારની રાહ જોઈને બેઠેલા અજગર જેવી લાગી...

અણીને વખતે મદદ આવી પહોંચી. એક શિકારીએ આવીને કુહાડીથી અજગરને મારી નાંખ્યો. દમયન્તીએ શિકારીનો આભાર માન્યો. પણ શિકારી પોતાના ઉપકારના બદલામાં દમયન્તીને આખીને જ લઈ લેવા માગતો હતો. દમયન્તીને નાગના મુખમાંથી બચ્યાનો પશ્ચાત્તાપ થવા લાગ્યો...

હાથ હવે પરિચિત થઈ ચૂકેલા માર્ગે ગતિ કરતો હતો. આગલા અનુભવની સ્મૃતિને કારણે હવે એની ગતિ કોઈ નવી સંવેદના જગાડતી નહોતી. ચિત્રાને

પોતાને આને કારણે પ્રાપ્ત થયેલી સ્વસ્થતાથી આશ્ચર્ય થયું. હવે એનું ચિત્ત જાણે જાળમાંથી છૂટીને મુક્તપણે વિહરવાને સમર્થ બન્યું. એનામાં એકાએક ઉદારતાનો જાણે જુવાળ આવ્યો; ક્ષમા અને દયાની મિશ્ર લાગણીથી એણે પાસેના ખભા પર પોતાનું માથું ઢાળ્યું. એની બંધ આંખોની સીમાની અંદર શાન્તિનો અસીમ પારાવાર રેલાઈ રહ્યો હતો. તેણે પોતાના વ્યક્તિત્વના એક બિન્દુમાં કેન્દ્રિત થઈને ન રહેતાં એ શાન્તિના પારાવારના અણુએ અણુમાં પોતાની જાતને પ્રસારી દીધી હતી. પોતાના ચિત્તમાં આટલાં ઔદાર્ય ને ક્ષમાનો સંચય હશે તેની એને ખબર નહોતી. એકાએક એ સમૃદ્ધિની જાણ થતાં એ પ્રસન્ન થઈ ઊઠી. આ પ્રસન્નતાની ખુમારીમાં હવે એ પ્રગલ્ભ બનીને ગમે તેવી પરિસ્થિતિનો સામનો કરવા તૈયાર હતી...

દમયન્તી વિકટ કસોટીમાંથી સતીત્વના બળે પસાર થઈ ગઈ. કલિએ હાર સ્વીકારી. નળદમયન્તીનું ફરી મિલન થયું. મોસાળથી સન્તાન પાછાં ફર્યાં. રાજપ્રાસાદને ગવાક્ષે ઊભી ઊભી દમયન્તી ઉલ્લાસનું ગીત ગાઈ રહી હતી. એ ગીતની છોળમાં ભીંજાતા પ્રેક્ષકો આખરે બહાર નીકળ્યા. ચિત્રા પણ બહાર આવી.

'તમે ક્યાં રહો છો ? બેસી જાવ કારમાં, હું તમને ઉતારી દઈશ.'

'ના, નાહક તકલીફ શા માટે ? હું જઈશ.'

એણે ખિસ્સામાંથી પહેલેથી જ જુદી પાડીને મૂકી રાખેલી દસદસની ત્રણ નોટ ચિત્રાના હાથમાં મૂકી. પચ્ચીસને બદલે ત્રીસની સંખ્યા જોઈને એને કશુંક કહેવાનું મન થયું. પણ એક ઘેરી ઉદાસીનતામાં એના શબ્દો ખોવાઈ ગયા. એને પૈસા પાછા આપી દેવાનું મન થયું. પણ એમ કરવાથી તો પેલાની ક્ષુદ્રતા પરનું રહ્યુંસહ્યું આવરણ પણ એ ખેંચી લેતી હોય એવું એને લાગ્યું. એ સૌ કોઈ પ્રત્યે સમભાવ અને દયાથી દ્રવી જવા તત્પર હતું.

ઘેરે જઈને જોયું તો નરેશ કાંઈક લખી રહ્યો હતો... એ જ ચિરપરિચિત ચહેરો, થોડીક ફિક્કાશ દેખાય છે, આંખ સહેજ ઊંડી ઊતરી ગઈ લાગે છે પણ હજુ એમાં એનો એ તરવરાટ છે. બેકાર બન્યા પછીનો આ ત્રીજો મહિનો છે. પણ એ ઝૂઝે છે. પોતે પણ જાણે યુદ્ધના એક વ્યૂહને ભેદીને પાછી ફરી હોય એવું એને લાગ્યું.

'કેમ, બહુ મોડું થયું ? હું તો તને શોધવા નીકળતો હતો.'

'ગાંડા રે ગાંડા, આવડા મોટા શહેરમાં તું મને ક્યાં શોધવાનો હતો ?'

'પણ તું અત્યાર સુધી હતી ક્યાં ?'

એના જવાબમાં ચિત્રાએ નરેશના હાથમાં ત્રીસ રૂપિયા મૂકી દીધા ને બોલી :

'મારી એક બહેનપણી વાલકેશ્વરના એક ધનિક કુટુમ્બમાં લઈ ગઈ. અઠવાડિયામાં ચાર વાર જવાનું, બે બાળકોને રમાડવાં ને ભણે એટલું ભણાવવું. આ ત્રીસ રૂપિયા તો ઍડવાન્સમાં આપ્યા. બોલ, હવે હું સાવ નકામી તો નથી લાગતી ને ?' ને એ હસી પડી. એ હાસ્યમાં એને પોતાનેય ક્યાંય કશી કૃત્રિમતા લાગી નહીં. જીવનના ઊંડાણમાંથી ક્યારે પ્રસન્નતાનું ઝરણું અનેક વિષમ સંજોગોના અન્તરાયને વીંધીને વહી નીકળશે તે થોડું જ કહી શકાય ! એ પોતાનાથી જ આશ્ચર્યચકિત થઈ ગઈ.

'આ ત્રીસ રૂપિયા અણીને વખતે આવી પડ્યા, સુરત ઇન્ટરવ્યૂને માટે જવાનો વિચાર હું નહીં તો પડતો જ મૂકવાનો હતો.'

'બોલ, હું તારા ઘરની લક્ષ્મી છું કે નહીં ?' એના જવાબની રાહ જોયા વિના કશુંક અસ્પષ્ટ ગુંજતી એ બીજા ઓરડામાં જઈને વસ્ત્ર બદલવા લાગી. વસ્ત્રો ઉતારીને એણે બરાબર ખંખેર્યાં, એની ગડી કરી ને મદારી સાપને ખેલ પૂરો થયા બાદ કરંડિયામાં પૂરી દે તેમ એને પેટીમાં મૂકી દીધાં. એણે સામેના આયનામાં જોયું. આ ઘરની બધી વસ્તુઓમાં સાચવીને સંગોપી ગયેલી એની ઘરરખુ ગૃહિણીની વ્યક્તિતાને જાણે એ બધી વસ્તુઓએ સંભાળપૂર્વક પાછી વાળી દીધી હતી.

તે રાતે ચિત્રાના ચિરપરિચિત સ્પર્શે જે રોમાંચ જગાડ્યો તેણે નરેશને પણ કોઈ અભૂતપૂર્વ ઉલ્લાસની ભરતીમાં ઝબકોળી દીધો.

# 5

## ‘વારતા કહો ને !’

એ સુન્દરી નથી, સ્ત્રી છે – આશરે એકવીસની હશે. મેં એને પાસેથી કે ધારીધારીને આ પહેલાં જોઈ નથી. આજે મેં એને પહેલી વાર પાસેથી જોઈ – મારે જોવી પડી. રુવાંટીથી ભરેલું સાંકડું કોડિયા જેવું કપાળ, ઝીણી આંખો, નાના હોઠ, નાકના ટેરવા પરનો મસો, સાધારણ પુષ્ટ કહેવાય એવું શરીર; ટૂંકમાં, આંખને આશ્વાસન મળે એવું પણ કશું એનામાં નહીં. હા, એક વસ્તુ વર્ણવવી ભૂલી ગયો : એનું બાઘાઈભર્યું હાસ્ય ! કોણ જાણે કેમ એ હાસ્ય જોઈને એક સાથે રોષ અને કરુણાની લાગણી થાય છે. ગુસ્સે થવા જઈએ પણ તરત જ દયા આવે. થાય કે જવા દો, બિચારી –

પુષ્પા એક જગ્યાએ ભાગવતની સપ્તાહ બેઠી હતી ત્યાં ગઈ હતી. હું પણ આમ તો જગમોહનને ત્યાં પત્તાં ટીચવા જવાનો હતો. પણ ઑફિસમાં મોડું થઈ ગયું ને ઘરે આવ્યા પછી આળસ ચઢી. પુષ્પા મોડેથી આવવાની હતી. હું રેડિયો પર કોઈના દુઃખી સંસારનું હૃદયદ્રાવક નાટક સાંભળી રહ્યો હતો. ત્યાં એ આવી.

‘ઇન્દુભાઈ, ઓ ઇન્દુભાઈ, છો કે ઘરમાં ?’

‘કોણ ?

‘એ તો હું, ચંપા, આવું કે ?’

હું બારણું ખોલવા ઊઠ્યો. બારણાં આગળ એ થોડી વાર એના પેલા બાઘાઈભર્યા હાસ્ય સાથે મારા તરફ જોતી ઊભી જ રહી. હું જરા અકળાયો, એને ત્યાં જ ઊભી રહેવા દઈને હું મારી જગ્યાએ જઈને બેઠો, મારી પાછળ જ આવીને એ હાથમાં ચાવી રમાડતી ઊભી રહી ગઈ. થોડી વાર રહીને રેડિયો પાસે પડેલું ‘લિસનર’ ઉઠાવીને પાનાં ફેરવ્યાં, પછી એ પાછું મૂકી દીધું. આમતેમ નજર ફેરવીને ફોટાઓ જોવા લાગી, પછી અંદરના ઓરડામાં ગઈ. હું મારી જગ્યાએથી ખસ્યો નહીં. દસેક મિનિટ થઈ ગઈ. તોય એ બહાર નીકળી નહીં એટલે હું

ચોરપગલે બારણાં આગળ ગયો. પડદો સહેજ અળગો કરીને મેં જોયું તો એ ઘીની બરણી ઉઘાડીને ચાંગળે ચાંગળે ઘી ખાતી હતી ! મને ગુસ્સો ચઢ્યો. એક ઝટકા સાથે પડદો ખસેડીને હું અંદર ગયો ને ત્રાડ પાડી :'ચંપા !' એ સહેજ ચમકી. પછી એણે મારી સામે જોયું – એ જ બાઘાઈભર્યું હાસ્ય ! હજુ એ ઘીથી ખરડાયેલી આંગળી ચાટી રહી હતી. મારી આંખમાં ગુસ્સો જોઈને એણે ઘીની બરણી બંધ કરી. પછી ઊભી થઈ ને કદાચ જાણીકરીને મને સહેજ ઘસાઈને બહાર નીકળી ગઈ. મેં નળ ખૂલવાનો અવાજ સાંભળ્યો. એણે હાથ ધોયા, લૂછ્યા. રેડિયો આગળની મારી આરામખુરશી પર એ જઈને બેસી ગઈ – કેમ જાણે કશું બન્યું જ નથી !

એણે મુંબઈ ખસેડીને સિલોન મૂક્યું. કોઈ ફિલ્મી ગાનારી 'મત મારો નજરિયાં બાલમા' તીણે અવાજે ગાઈ રહી હતી. એણે મારા તરફ જોયું. એની આંખમાં તોફાન હતું. એણે એમાંથી ઈશારો કર્યો ને ફરી હસતી હસતી મારા ભણી તાકી રહી. એ જ બાઘાઈભર્યું હાસ્ય !

હું એનાથી થોડે દૂર ખુરશી પર જઈને બેઠો. થોડી વાર સુધી એ કશું બોલી નહીં. પેલી ગાનારીનો તીણો અવાજ અમારી વચ્ચે ઘૂમી રહ્યો. હું મૂંઝાયો. એ મારી મૂંઝવણ જોઈને દુષ્ટતાભર્યું હસી. સહેજ આંખો ઊંચી કરીને એણે મારી સામે જોયું. જાણે ઘરમાં કોઈ બીજું છે જ નહીં, પોતે જ ઘરની સ્વામિની છે એવા ભાવ સાથે એ હાથમાં ચાવી રમાડતી રેડિયો સાંભળતી બેસી રહી. હું અકળાયો, ઊભો થયો, બારી આગળ ગયો ને મેં સિગારેટ સળગાવી.

ત્યાં એ એકાએક બોલી ઊઠી : 'ઇન્દુભાઈ, તમે જાણ્યું કે ?'

મેં એના તરફ ફરીને પૂછ્યું : 'શું ?'

'તમને પુષ્પાબહેને નથી કહ્યું ?'

મેં અકળાઈને પૂછ્યું : 'વાત નહીં, વાતનો પાયો નહીં, મને શી રીતે સમજ પડે ?'

'ઓહો, તમે તો જાણે કશું જાણતા જ નથી ! સાચું કહો, પુષ્પાબહેને તમને ખરેખર નથી કહ્યું ?'

મેં માત્ર નકારમાં માથું ધુણાવ્યું.

પછી એ બોલી : 'પેલા મનહરભાઈને તો તમે ઓળખો છો ને ?'

મેં કહ્યું : 'કયા મનહરભાઈ ?'

'પેલા દાક્તરી ભણે છે તે વળી ! અમારે ત્યાં ઘણુંખરું આવે જાય છે ને તે.'

'હં, તેનું શું છે ?'

'એમની સાથે હું વચમાં એક દિવસ દવાખાને ગઈ હતી.' આટલું કહીને એ અર્થસૂચક દૃષ્ટિએ થોડી વાર મારી સામે જોઈ રહી. પછી વળી એનું બાઘાઈભર્યું હાસ્ય મોઢા પર પથરાઈ ગયું. કૃત્રિમ રોષ લાવીને છણકો કરતી એ બોલી : 'જાવ જાવ, તમે તો જાણે કશું સમજતા જ નથી, નાના કીકલા જેવા કેમ બની જાવ છો ?'

હું કશું બોલ્યો નહીં.

પછી એ બોલી : 'દાક્તરે શું કહ્યું તે જાણો છો ?'

મેં કહ્યું : 'શું ? શાને વિશે ?'

એ ઊઠી, મારી પાસે આવી, છેક કાન આગળ મોઢું લાવીને બોલી : 'દાક્તરે કહ્યું કે મારામાં કશો વાંધો નથી. એમનામાં જ કશો વાંધો હોવો જોઈએ.' આ એને મન ચોંકાવનારી હકીકતની મારા પર શી અસર થાય છે તે થોડી વાર જોઈ રહી. પછી જરા ગુસ્સે થઈને બોલી : 'આમ બાઘાની જેમ મારી સામે શું તાકી રહ્યા છો ?'

હું કશોક ગુનો કરી બેઠો હોઉં તેમ છોભીલો પડી ગયો.

'તો તમે જાણ્યું ને હવે તો ? મારામાં કશો વાંધો નથી, હું છોકરાની મા બની શકું એમ છું.' ને એ હસતી હસતી મારી સામે જોઈ રહી. પછી બોલી : 'પણ – પણ એ કદી બાપ બની શકશે કે કેમ કોણ જાણે !' આટલું કહીને એ જોરથી હસી પડી, હસતાં હસતાં બેવડ વળી ગઈ. એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એના લૂગડાના છેડાથી એને લૂછવા લાગી. ને એણે જાણે કશી ખબર જ નથી એવા ભાવથી એણે છાતી પરથી લૂગડાનો છેડો નીચે સરી જવા દીધો. એની આ ધૃષ્ટતાથી સંકોચ પામીને મારે નજર નીચી કરી દેવી પડી.

એણે તીખા વ્યંગ સાથે હસતાં હસતાં કહ્યું : 'ઇન્દુભાઈ, હવે નાટક જવા દો, જરા ઊંચું જુઓ. અમેય દુનિયામાં આંખ ઉઘાડી રાખીને ફરીએ છીએ, હોં કે ! તે સાંજે તમે ગિરગામ આગળની પેલી મારવાડીની દુકાન પાસે પંજાબણ બાઈ સાથે શી વાતો કરતા હતા તે શું હું નથી જાણતી ?' આટલું બોલીને તોફાની બાળકને જેર કર્યા પછી એને શિક્ષા કરતાં પહેલાં મા એના તરફ જેવી રીતે જોઈ રહે તેવી રીતે એ મારા તરફ જોઈ રહી. મારે એને શું કહેવું તે થોડી વાર સુધી તો મને સૂઝ્યું જ નહીં. પછી શબ્દો એકઠા કરીને જરા ગુસ્સે થઈને હું

બોલ્યો : 'કઈ પંજાબી સ્ત્રી ? ગિરગામ આગળ ? ક્યારે ? ચંપા, તું શું બકે છે તેનું તને ભાન છે ખરું કે ?'

એણે કહ્યું : 'હા, બરાબર ભાન છે.' ને એ ખુરશી પરથી ઊઠીને આયના આગળ જઈને ઊભી રહી. મોઢે પાવડરના લપેડા કર્યા, વાળની કટ કપાળ પર સિનેમાની નટીઓ રાખે છે તેવી રીતે ગોઠવી. પછી એકાએક મારા તરફ ફરીને બોલી : 'બોલો, હવે કેવી લાગું છું ? પેલી પંજાબણ જેવી તો નહીં જ. ખરું ને ?'

મારો મિજાજ હાથ ન રહ્યો. મેં પાગલની જેમ એના તરફ ધસી જઈને એના ગાલ પર એક તમાચો ખેંચી કાઢ્યો. ઘડી વાર એ ડઘાઈ જઈને પૂતળીની જેમ ઊભી રહી ગઈ. પછી એ હસવા લાગી – એ જ બાઘાઈભર્યું હાસ્ય, લોહીની પાતળી સેરથી રંગાયેલું ! હસતી આંખોમાં આટલી કરુણતા મેં કદી જોઈ નથી. અનાથ બાળકની જેમ એ બે આંખો હજાર હાથ પસારીને જાણે કશોક આધાર શોધી રહી હતી. મારાથી એ બે આંખો ન જીરવી શકાઈ. નાના બાળકને શિક્ષા કર્યા પછી મનાવી લેતા હોઈએ તેમ મેં એને સમજાવવાનો પ્રયત્ન કર્યો. એનો વાંસો થાબડ્યો. એ નીચું જોઈ રહી. કદાચ એની આંખમાં આંસુ હતાં. હું તેને જોઈ રહ્યો હતો; સાવ અણસમજુ નાના બાળક જેવી – એની થોડી વાર પહેલાંની ઘી ચાટતી છબિ મને યાદ આવી. ત્યાં એનો હાથ આવીને મારા હાથને વળગ્યો. એ હાથના સ્પર્શમાં નિરાધારતા હતી, એ મારા હાથને ખેંચતો હતો, મરણિયો બનીને ખેંચતો હતો. મારો હાથ પરાણે ખેંચાતો હતો. એ હાથ એની ધબકતી છાતી આગળ જઈને થોભ્યો. એની નીચે એના સુપુષ્ટ સ્તનનો અગ્રભાગ દબાઈ ગયો. મને એકાએક ભાન આવ્યું. હું ચોંક્યો. એકદમ ચાર ડગલાં દૂર ખસી જઈને ગુસ્સે થઈને બોલ્યો : 'ચંપા, હમણાં ને હમણાં ઘરની બહાર નીકળી જા જોઉં ! તું ભાનમાં નથી.'

'હું ભાનમાં નથી ? હું ખાસ્સી ભાનમાં છું. તમારે ખાતરી કરવી છે ?' એમ કહીને એણે લગભગ દોડી જઈને બારણું વાસી દીધું ને પછી મારી સામે આવીને ઊભી રહી. ધીમે ધીમે ચોળીનાં બટન ખોલવા લાગી, ખોલતી ખોલતી કહેવા લાગી : 'બોલો હવે, હવે, હવે બૂમબરાડા પાડશો ? શું કરશો ? પુષ્પાબહેનને આવવા દો.'

હું ગભરાયો. ગભરાટમાં પણ સમજી ગયો કે આ પરિસ્થિતિમાં કળથી કામ લેવા જેવું છે. તેણે બધાં બટન ખોલી નાંખ્યાં ને તિરસ્કારથી ચોળી મારા તરફ

ફેંકી. ખુલ્લાં થયેલાં સ્તન પાંજરું ખોલી દેતાં સસલાં બહાર કૂદી પડે તેમ જાણે લગભગ મારા અંગ પર કૂદી પડ્યાં. એ જોઈને એ એકદમ શરમાઈ ગઈ ને મારી સામે પીઠ કરીને ઊભી રહી.

હું હાલ્યોચાલ્યો નહીં. મને દયા આવી. એ સ્થિતિમાં એને જોતાં મારું હૃદય હચમચી ઊઠ્યું. ચિત્તમાંની બધી આર્દ્રતા એકઠી કરીને હું બોલ્યો : 'ચંપા !' એ આર્દ્રતાના સ્પર્શે એ ભાંગી પડી. ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડી. ઢગલો થઈને મારી આગળ પડી. એના હોઠ ધ્રૂજતા હતા, એ કાંઈક બોલવા જતી હતી. મેં એનું માથું ખોળામાં લીધું. ને મને યાદ આવ્યું : મારી પાંચ વરસ પહેલાં ગુજરી ગયેલી દીકરી એક દિવસ મા સાથે ઝઘડો કરીને રૂસણું લઈને આમ જ આંસુભરી આંખે મારા ખોળામાં આશ્રય લેવા આવી હતી. એને થાબડીપંપાળીને હું પરીલોકમાં લઈ ગયો હતો. એ પરીઓના દેશમાં ચાંદીના સાગર હતા, સોનાના પર્વતો હતા, રસ્તા પર હીરામાણેક વીખરાયલાં હતાં. હું ને મારી દીકરી – અમે બંને પરીઓના દેશમાં તે દિવસે ખૂબ દૂર દૂર નીકળી ગયાં હતાં. અમને કોઈ રોકનાર નહોતું. આજે તો એ પરીલોકમાં પરી બનીને ચાલી ગઈ છે. સાત સમુદ્ર પાર કરીને કોઈ રાજકુમાર એક દિવસ એકાએક આવી ચઢ્યો ને તેનું હરણ કરી ગયો. સ્ફટિકના મહેલમાં હવે એ હંસને મોતીનો ચારો ચરાવતી બેઠી હશે...

અમારા આ સૂના ઘરમાં વરસો પહેલાં કહેલી પરીની વાર્તા, સાંભળનારનો હોંકારો, એના પડઘા આજે ફરી મને સંભળાવા લાગ્યાં. આ બીજી નારી – દીકરીની જેમ મારા ખોળામાં આવી પડી છે. એને ખોળાનો ખૂંદનારો જોઈએ છે. આંગળી પકડીને અને જો પરીલોકમાં દોરી લઈ જઈ શકું ને ત્યાંથી કામદેવને પણ રૂપમાં ઝાંખો પાડે એવો દીકરો કે રૂપરૂપના અંબાર જેવી દીકરી એને અપાવી શકું ...

મેં એના વાંસામાં વહાલથી ધબ્બો મારીને કહ્યું : 'ઊઠ ગાંડી ! જો તને એક ખૂબ મજાની વાત કહું છું.' ને એ બેઠી થઈ. નાના બાળકને નવડાવીને મા કપડાં પહેરાવે તેમ મેં એને ચોળી પહેરાવી, એનાં બટન બીડ્યાં. અંદરથી લાવીને બે પેંડા એના મોઢામાં ઠાંસી દીધા. એ બોલવા જતી હતી પણ મેં આયનામાં એના ગાલનાં ફૂલેલાં ગલોફાં બતાવ્યાં ને એ હસી પડી. એ હાસ્યમાંથી આંસુની ભીનાશ હજુ ગઈ નહોતી. બોલવાની અનુકૂળતા થતાં એણે કહ્યું : 'પણ વારતા કહો ને !'

ને એ વિસ્ફારિત આંખે વાર્તા સાંભળવા મારી સામે બેસી ગઈ. એની ઉત્કણ્ઠા, શિશુસહજ નિર્દોષતા જોઈને મારું હૃદય ભરાઈ આવ્યું. પાંચ વરસ પહેલાં કહેલી

પરીની વાર્તાના પડઘા કાનમાં ગુંજવા લાગ્યા, સામે બેઠેલી દીકરીના હૃદયને ધરપત થાય એવી વાર્તા મેં હૃદયનાં ઊંડાણમાં જઈને શોધવા માંડી. કશું હાથ આવતું નહોતું. હોઠે શબ્દો આવવાને બદલે આંખમાં આંસુ ઊભરાતાં હતાં. મારી આ દશા જોઈને મૂંઝાઈ. મારી વેદનાને જાણવા મથતી હોય તેમ એ માની જેમ મને શી રીતે આશ્વાસન આપવું તેના વિચારમાં પડી ગઈ. એમાંથી એકાએક જાગી ઊઠીને એ મારી સાત વરસની રેણુની જેમ બોલી ઊઠી :

'વારતા કહો ને, ઇન્દુભાઈ !'

# 6

## ગૃહપ્રવેશ

પોતાના ઘરથી વીસેક ડગલાં દૂર જઈને એ ઊભો રહ્યો. એણે ઘર તરફથી આંખોને વાળી લીધી હતી છતાં પેલી બે છાયાઓને એ હજુ જોઈ રહ્યો હતો. ઠંડી એના હાડ સુધી ઊંડે ઊતરી જઈને જાણે એનામાંથી કશુંક શોધી કાઢીને બહાર છતું કરી દેવા ઇચ્છતી હતી. એ દરમિયાન એના મનમાં એક વિચિત્ર તરંગ સ્ફુર્યો. એણે થોડા શબ્દો મનમાં ગોઠવ્યા. એને રમત રમવાનું મન થયું. એને બાગબગીચાનો ખૂબ શોખ હતો. એ અનેક જાતની કલમો કરતો. ફળના છોડ સાથે ફૂલના છોડની કલમ કરીને ફળમાં એ ફૂલની સુવાસ ભેળવવાના એણે અનેક પ્રયત્નો કર્યા હતા. મનમાં ગોઠવેલા થોડા શબ્દો સાથે એણે એવી જ રમત શરૂ કરી. પ્રેમ, ઈર્ષ્યા, ઘૃણા, દયા, ઝંખના, પ્રતીક્ષા, આતુરતા – એ શબ્દોને છોડના રૂપમાં જોતો ગયો, એ બધાંનું વિચિત્ર મિશ્રણ કરી એનાં એથીય વધુ વિચિત્ર પરિણામોની કલ્પના કરવાની એને મજા પડી. આખી ભાષાનું કલેવર બદલી નાંખવાની રમત રમવાનું એને મન થઈ આવ્યું. શબ્દોને બાઝેલા અધ્યાસપિણ્ડને ખંખેરી નાંખી એને નવેસરથી નવી ધરતીમાં, નવા વાતાવરણમાં એ રોપવા મંડી ગયો. ને એને યાદ આવ્યું : આવતી કાલે સવારે પેલા ગુલાબના છોડ પર બેઠેલી કળી ખીલતાં કેવો રંગ પ્રકટ કરે છે તે જોવા એ કેટલો આતુર હતો ! ને એની સાથે એને ફરી ઘર યાદ આવ્યું ને ઘર સાથે પેલી બે છાયાઓ...

અન્ધકાર અને ઠંડીનાં પડ વચ્ચે એને જડી દેવાને કોઈ ખીલા ઠોકતું હોય તેમ દસના ટકોરા ક્યાંક ઠોકાયા. એક ટકોરાથી તે બીજા ટકોરા સુધીના અન્તર વચ્ચે એ ખેંચાયો, રહેંસાયો, ઉતરડાયો. દસનો ટકોરો પડ્યા પછી જ્યારે એના રણકા શમ્યા ત્યારે જાણે એને કળ વળી. એણે ફરી જીવવું શરૂ કર્યું – પોતાની આખી જાતનો ભાર ઉપાડીને જીવવાનું એને કપરું લાગ્યું. એનાં અંગેઅંગ આજે એને મદદ કરવાને બદલે જાણે એના મનમાંના સહેજ સરખા ભારને વધારી મૂકવાનું

કાવતરું કરી રહ્યાં હતાં. બે સંપીલી આંખોને છૂટી પાડીને દૂર ફેંકી દેવાનું એને મન થયું. બે પગને વિખૂટા પાડીને સ્થળના એક બિન્દુને હજારો ટુકડામાં છિન્નભિન્ન કરવાને એ મથ્યો. કસીને બાંધેલી ગાંઠ છોડી નાંખીને બધું વેરવિખેર કરી નાંખવાની એને ઉત્કટ ઇચ્છા થઈ આવી. ને ત્યારે એને સમજાયું કે પેલા દર્દે જ એને સાંધીને એવું રેણ કરી દીધું હતું કે એ રેણને ઓગાળી નાંખવા માટે એ દર્દથી અનેક ગણા ઉત્કટ દર્દનો તાપ જો એ પામી શકે તો જ એમાંથી છૂટી શકે એમ હતું. એ હતાશ થયો ને છતાં એ હતાશા એને સાવ નમાલી લાગી. એને પોતાની હતાશા કહેવા જેટલીય ઇચ્છા નહીં થઈ – એ હતાશાને એણે તિરસ્કારથી ફગાવી દીધી.

હતાશાના ફેંકાવા સાથે જાણે એ પણ ફેંકાયો. અત્યાર સુધી એ એક જગ્યાએ ઊભો જ રહી ગયો હતો. એને કોઈ અજાણી ગતિનો ધક્કો લાગ્યો ને એણે ચાલવા માંડ્યું, ચાલવાની સાથે જ જાણે એણે પેલી અજાણી શક્તિના રાજ્યમાં હાર કબૂલ કરીને પ્રવેશ કર્યો ને એણે જોયું તો કશું જ એ પાછળ મૂકી શક્યો નહોતો. પ્રેમ, ઈર્ષ્યા, ઝંખના, ઘૃણા – બધાં જ એની આંગળીએ વળગીને સાથે ચાલતાં હતાં, નવી આબોહવામાંથી નવું પોષણ મેળવીને એ બધાં હવે શો ભાગ ભજવશે તેની કલ્પનાથી એ ધ્રૂજી ઊઠ્યો ને એણે ફરી અટકી જઈને સ્થિર થવાનો પ્રયત્ન કર્યો...

'કોણ ?'

'હું...' બારણું ખૂલ્યું. ઉઘાડનાર સ્ત્રીની આંખમાં ભય હતો ? કુતૂહલ હતું ? કે નરી ઉદાસીનતા ? એ સહેજ ઊભો રહી ગયો.

'આવો ને, કેમ, કાંઈ ખાસ કામ હતું ?'

'હા...ના... એવું ખાસ તો કશું જ નહીં.' એ શબ્દોને ઊંચકીને બહાર કાઢતાં થાકી ગયો. એનો છેલ્લો શબ્દ એને પોતાને જ સંભળાયો નહીં.

'એ તો બે દિવસથી બહારગામ ગયા છે. કદાચ ગુરુવારે આવે...'

એને આશ્ચર્ય થયું. એણે જે શબ્દો સાંભળ્યા તેનો એ કશો અર્થ કરી શક્યો નહીં, કોઈએ જાણે એ શબ્દોના ચહેરાને ભૂંસી નાંખ્યા હતા. માત્ર આકાર રહી ગયા હતા ! ને એ જોઈ રહ્યો.

'સારું થયું, તમે આવ્યા તો – કાલે બાજુમાં જ બે ગુંડાઓ ઘૂસી ગયા હતા.'

ફરી શબ્દોનો ભાર ઊંચકવાનો એણે પ્રયત્ન કર્યો. એ કશુંક બોલ્યો ખરો, શું તે એને જ સમજાયું નહીં. એના જવાબમાં પેલી સ્ત્રીએ પણ કશું કહ્યું ને એને લાગ્યું કે આખી પરિસ્થિતિથી એ બહુ છેટે રહી ગયો છે. હજુ એ ત્યાં પહોંચ્યો

નથી તે પહેલાં પરિસ્થિતિ સરજાઈ ગઈ છે. ઘટનાનો વ્યુત્ક્રમ એ આશ્ચર્યથી જોઈ રહ્યો. પોતાની પાછળ રહી ગયેલી જાતને સહેજ ધક્કો મારીને વર્તમાન સુધી ખેંચી આણવાનો એણે પ્રયત્ન કરવા માંડ્યો...

'મૅક્સિકોમાં બર્નાર્ડોનું ખૂન... સિનોરા ગિયોવાનીનો પ્રેમ મેળવવાની સ્પર્ધા... બ્રહ્મપુત્રામાં આવેલાં પૂર... ટાંગાનિકાના જંગલમાં લાગેલી આગ... સિંહોની નાસભાગ... જાપાનમાં ફુંકાયેલો ઝંઝાવાત...' એણે પોતાની જાતને જેટલી બની શકે તેટલી દૂર વીંઝી. એને ખૂબ ખૂબ દૂર નીકળી જવું હતું, શબ્દોની જટાજાળને તોડીફોડીને એ ભાગતો હતો. એકાએક પેલી સ્ત્રીના એક શબ્દે એને જાણે રોકીને ઊભો રાખ્યો :

'પ્રફુલ્લભાઈ...'

'પ્રફુલ્લ' અને 'હું' વચ્ચે સમ્બન્ધના તાણાવાણા ગુંથાવા માંડ્યા, એના તન્તુ વચ્ચે એ ફસાતો ગયો.

... સહરાનું રણ ... આંધી ... પવનનો સુસવાટ ... રેતીના કણ ... સમુદ્રની છોળ ... કાળમીંઢ ખડકો ... પાણીનો અથડાવાનો અવાજ ... નજીક ને નજીક આવતો જતો અવાજ ... છેક જ નજીક ... છાતી પાસે ... છાતીનો ધબકાર ...

ને એ બોલ્યો : 'રમાબહેન, ગભરાશો નહીં, હું ગુરખાને સાવચેત રહેવાનું કહીને જાઉં છું.'

'પણ પ્રફુલ્લભાઈ, મને બહુ બીક લાગે છે. તમે માયાને લઈને અહીં આવો ને.'

'માયા'... ને એ ઊઠ્યો. ઊઠતાં ઊઠતાં નહીં 'હા' કે નહીં 'ના' જેવું કશુંક એ બોલ્યો. એની પાછળ બારણું બંધ થયું. વળી એ અન્ધકાર વચ્ચે આવીને ઊભો. એ અન્ધકાર એના શરીરમાં અનેક છિદ્ર પાડીને પેસવા લાગ્યો, અન્ધકાર અને ઠંડીએ મળીને એને જાણે જર્જરિત કરી નાંખ્યો. એ જર્જરિત કલેવરમાંથી પેલી બે છાયા જો સરી પડે તો...

એણે જોયું તો એ વળી એક જગ્યાએ સ્થિર થઈને ઊભો રહી ગયો હતો. એની સાથે એનો પડછાયો પણ સ્થિર થઈને ઊભો હતો. સ્થિર થતાંની સાથે જ એની અંદરનું બધું ફરી એક કેન્દ્ર શોધીને વ્યવસ્થિત થવાને મથતું હોય એવું એને લાગ્યું ... ને એ ફરી ગભરાયો. એણે ચાલવા માંડ્યું. વળી એને લાગ્યું કે વર્તમાન એની આગળ નીકળી જાય છે, ને એ પાછળ રહી જાય છે. એ પહોંચે તે પહેલાં બીજી નવી ઘટના સરજાઈ ગઈ હશે એવી ભીતિથી એણે પોતાની જાતને ધક્કો માર્યો.

'કોણ ? પ્રફુલ્લ ? અત્યારે ક્યાં નીકળ્યો છે ?'

એણે પાછળ ફરીને જોયું તો સુહાસ એને બોલાવી રહ્યો હતો. એણે પોતાની જાતને સુહાસને સોંપી દીધી. એની સાથે એણે ચાલવા માંડ્યું. સુહાસનું ઘર આવ્યું. એ અંદર દાખલ થયો, એની સાથે જાણે એક નવી ઘટનામાં એ પણ દાખલ થયો. એ ઘટનાની કોઈ ત્રિજ્યા એને અડે નહીં તેની એણે સાવચેતી રાખી. વાતો શરૂ થઈ.

'અમે તો જુલાઈમાં કાશ્મીર જવાનાં છીએ, તું આવશે ને ?'

'હું તો કાશ્મીર આગળ જ અટકવા માંગતો નથી, ત્યાંથી આગળ જવા ઇચ્છું છું.'

'એમ ? તારો કાર્યક્રમ ઘડી પણ રાખ્યો છે ?'

'ના, કાર્યક્રમ મને ઘડે છે. ચીનની શાહજાદીનું નિમન્ત્રણ છે. ત્યાં જવું પડશે... '

સુહાસ હસ્યો,' મૂરખ, ચીનમાં હવે શાહજાદી રહી નથી તે જાણતો નથી ?'

'શાહજાદીને હાથતાળી આપીને છટકી જવું પડશે, નહીં તો એના બાહુપાશમાંથી છૂટવું બહુ મુશ્કેલ છે.'

વળી સુહાસ હસ્યો. 'પછી મોંગોલિયાના ચંગીઝખાનનો જમાઈ થવા જઈશ, નહીં ?'

'ચંગીઝખાનને મળવાનો તો વખત નથી. કામરુદેશની રાણીની આંખમાંથી મોતીની વર્ષા વરસે છે. એ ઝીલું નહીં ત્યાં સુધી એ વૃષ્ટિ અટકે એમ નથી.'

સુહાસ હસતાં હસતાં બેવડ વળી ગયો. અંદરના ઓરડામાંથી કાન્તાએ આવી પૂછ્યું : 'તમને બંનેને થયું છે શું ? મધરાતે આ શો ધંધો લઈને બેઠા છો ?'

સુહાસ હસવું ખાળી શક્યો નહીં. માત્ર અણસારથી એણે પ્રફુલ્લને બતાવ્યો. 'ત્યાંથી જરા ઉર્વશીનો પગ મચકોડાઈ ગયો છે તે સરખો કરવા જવાનું છે.' કાન્તા પણ હસવા માંડી. તથ્યની સીમામાંથી એ ભાગ્યો, એને જાણે પાંખ આવી. હાસ્યનાં મોજાં ઉછાળતો એ ભાગ્યો.

ત્યાં કાન્તાએ પૂછ્યું : 'કેમ, માયાને એકલી મૂકીને અત્યારે ક્યાંથી આવી ચઢ્યો ?'

ને તે અટક્યો. પછડાયો. 'માયા'... એને કશુંક ચારે બાજુથી વીંટળાઈ વળ્યું ને એ નીચે ને નીચે ઊતરતો ચાલ્યો. બ્રહ્મપુત્રાનાં પૂર ... સહરાની રણની આંધી ... જાપાનનો ઝંઝાવાત ... એ ગરકતો ચાલ્યો.

વાતો ચાલતી રહી, એ બોલતો રહ્યો, સાંભળતો રહ્યો ને સાથે સાથે ગરકતો ગયો – બ્રહ્મપુત્રાના પેટાળમાં, આંધીના આવર્તમાં, ઝંઝાવાતના અત્યન્ત ગતિથી ઘૂમતા ચક્ર નીચે ! ને છતાં એ અખણ્ડ છે. એના ચૂરેચૂરા થતા નથી. એનામાંનું બધું જ એકબીજાને બાઝીને, વળગીને રહ્યું છે, કશું છૂટું પડતું નથી, કશું એને ભીંસી રહ્યું છે.

ને એણે સુહાસ તરફ જોયું. એ દૃષ્ટિમાં વફાદાર કૂતરાની આંખમાં માલિકને અમુક જગ્યાએ લઈ જવાને માટેની જે નિઃશબ્દ વિનંતી હોય છે તે હતી, એ સુહાસ તરફ જોતો જ ઊભો થયો.

'ચાલો, મોડું થયું. હું જાઉં.' ને એ ચાલ્યો. જતાં જતાં વફાદાર કૂતરો જેમ માલિકને કપડું મોઢામાં ઘાલીને ખેંચે તેમ સુહાસને ખેંચતો ગયો. આખે રસ્તે બંને કશું બોલ્યા નહીં. કરાડની સાંકડી ધાર પર એકાએક આવી ચઢતાં જેમ નીચેની ઊંડી ગર્તાને જોતાં હેબતાઈ જવાય તેમ એ બંને હેબતાઈને મૂક થઈ ગયા હતા. દસ મિનિટનો એ રસ્તો પૂરો કરતાં જાણે ખગોળની પ્રદક્ષિણા ફરી વળ્યા હોય. એવું એમને લાગ્યું.

પ્રફુલ્લ ઊભો રહી ગયો. માયાનું ઘરમાંથી આવતું મુક્ત હાસ્ય એના તરફ ધસી આવ્યું, એને ઘેરી વળ્યું. એણે એને વમળમાં ઘૂમરી ખવડાવી. બધું એને ફરતું લાગ્યું, આકાશના તારા નીચે આવીને વેરાઈ ગયા, સૂર્યચન્દ્ર ક્યાં ને ક્યાં ફેંકાઈ ગયા … બધું વિખૂટું પડીને વેરાવા લાગ્યું …

સુહાસ ઘરમાં દાખલ થયો. પેલું હાસ્ય થંભી ગયું. ઘરમાં બે પડછાયાને બદલે ત્રણ પડછાયા દેખાયા. એક પડછાયાએ બીજાને બોચીમાંથી ઝાલ્યો ને ભોંય પર પછાડ્યો. કોઈની ચીસ સંભળાઈ. એ ચીસ એને જાણે બહારથી અંદર તેડી ગઈ. એ અંદર ગયો ત્યારે એને લાગ્યું કે એ બહાર રહી ગયો હતો ને એનો પડછાયો અંદર પ્રવેશ્યો હતો.

7

# કુરુક્ષેત્ર

રાતે બે વાગે મેં ઘરમાં પગ મૂક્યો. ઘરમાં અંદરના અંધારામાં આંખમાં ભરાઈ ગયેલી શેરીના વીજળીના દીવાના પ્રકાશની કણી ખૂંચવા લાગી. ઘરમાં એક ખૂણે ઝીણી કરીને મૂકેલી ફાનસની જ્યોતને મેં જરા મોટી કરી. એના તૂટી ગયેલા કાચમાંથી પવન અંદર દાખલ થતાં એની જ્યોત થરકવા લાગી. એના થરકવાની સાથે બધી વસ્તુઓના પડછાયા પણ હાલવા લાગ્યા; ને મને લાગ્યું કે આખું ઘર તોફાનમાં ફસાયેલા વહાણની જેમ ડોલમડોલ થઈ રહ્યું છે. હું માથા પરની વળગણીને ઝાલી સહેજ ઊભો રહી ગયો. શહેરની શેરીઓમાં ભટકીને શ્વાસ સાથે અંદર લીધેલો અન્ધકાર ધીમે ધીમે ભારે બનીને શરીરમાં ક્યાંક તળિયે બેસવા લાગ્યો. એના ભારથી મારા પગ સહેજ સહેજ લથડ્યા. એકાદ સિગારેટ ફૂંકવાનું મન થયું, પણ એકેય બચી નહોતી. પથારી પાસેના ભરી રાખેલા પાણીના લોટામાંથી પાણી પીધું. પથારીની કોર પર બેસીને મેં આજુબાજુ નજર કરી. આગલા ઓરડાનાં બારણાંની નજીક ડોસા માથેમોંએ ધોતિયું ઓઢીને સૂતા હતા – સીધા સપાટ, જાણે હવે ઠાઠડી પર સુવડાવવાનું બાકી રહ્યું ન હોય ! એમની જિંદગીનાં વાંકાંચૂકાં પાંસઠ વરસોને મહામુશ્કેલીએ ચેહનાં લાકડાંની જેમ ખડકીને એની ઉપર એઓ જાણે આરામથી પોઢ્યા હતા. રાંધણીના ભેજની દુર્ગન્ધ વચ્ચે બા અને ભાભી સૂતાં હતાં. આજે મોટા ભાઈને 'નાઇટ' હતી, એટલે વચલા ઓરડામાં ગૃહસ્થાશ્રમ અમારે ભોગવવાનો હતો. ઊંઘના દુઃશાસને ભાભીનાં વસ્ત્ર અસ્તવ્યસ્ત કરી નાંખ્યાં હતાં. બાના દાંત વગરના મોંની પોલી દાબડી એની બજરની દાબડીની જેમ અર્ધી ખુલ્લી રહી ગઈ હતી. ને પથારીમાં મારી બાજુમાં મારી પત્ની સૂતી હતી – 'પત્ની' શબ્દનોય ભાર ન વેઠી શકે એટલી નાની. એને ઓશીકે 'સોમવારના વ્રતની વારતા'ની ચોપડી હતી. એનાં મોં અને આંખ અધખુલ્લાં હતાં ને એ સાવ ચત્તી સૂતી હતી. એ મરી જશે ત્યારે એનો ચહેરો

એવો જ લાગશે, ને મારે એનાં મોંઆંખ બંધ કરવાં પડશે એવો વિચાર, કોણ જાણે શાથી, મારા મનમાં આવ્યો.

બહારથી જે ઠંડી લાવ્યો હતો તે ધીમે ધીમે આજુબાજુની ગરમીમાં શોષાઈ ગઈ, ને હું ફાનસ ઝીણું કરીને પથારીમાં પડ્યો. પાસે સૂતેલી નારીના અબુધ ચહેરા પરની બાઘાઈ જોઈને મને હસવું આવ્યું. અણજાણપણે એ કેટલા મોટા સાહસનું બીડું ઝડપી ચૂકી હતી ! પળેપળે હજાર રીતે હજારો ખણ્ડોમાં છિન્નભિન્ન થઈને રઝળનારા મને એ ફરી એના નાના શા ગર્ભાશયમાં એકત્ર કરીને અવતારવા ઇચ્છતી હતી ! કેવી અસાવધ એ સૂતી હતી ! સોમવારના વ્રતનો આધાર પામીને એ નિશ્ચિન્ત હતી.

પાટલા ઘોની જીભની જેમ દીવાની ઝાંખી જ્યોત ફરક્યા કરતી હતી. થોડી વાર પછી હિંમત કરીને ઉંદરોએ એમની પ્રવૃત્તિ શરૂ કરી. મેં આંખો બીડી. દિવસ દરમિયાન જોયેલાં અનેક દૃશ્યોના ટુકડા આમથી તેમ, ધરી વગરના ગ્રહની જેમ, અથડાવા લાગ્યા. દિવસ દરમિયાન સાંભળેલા અનેક અવાજો પણ આછા આછા સંભળાવા લાગ્યા. આ બધું મને વળગેલું જ રહે છે, ઊંઘમાંય એ બધું આજુબાજુ ચક્કર માર્યા કરે છે. પણ આજુબાજુ ચાલતી વાતો સાંભળતો હોઉં છું કે એમાં ભાગ લેતો હોઉં છું ત્યારેય મારું એમાં ધ્યાન નથી હોતું, મારું મન એનાથી દૂર નીકળી ચૂક્યું હોય છે. આથી કોઈ વાર જાણી કરીને કૃત્રિમ જુસ્સો લાવીને દલીલોની ઝડી શરૂ કરું છું. સહેજ સહેજમાં મરણિયા બનીને ઝૂઝવાની મને ટેવ પડી ગઈ છે, એક પ્યાલો પાણી પીવું હોય તોય !

ને તેથી જ તો મનુભાઈ માસ્તરની ચન્દ્રકાન્તાને આજે તમાચો મારી દીધો. હું ગોરીનાં ગીત લખું છું એટલા ખાતર એ મારા પર વારી જાય છે. ફાગણ ને શ્રાવણ, રાધા ને શ્યામ – થોડા શબ્દો આમતેમ ગોઠવું છું. એની આડશે મારી થોડી ભૂખને પણ સંતાડીને ગોઠવી દઉં છું. ચન્દ્રકાન્તા એ ગીત ગાય છે ત્યારે સાંભળવું ગમે છે. પછી, મારી ટેવ મુજબ લાગણીને જરા વધારે પડતી ખેંચું છું. તેર વરસની ચન્દ્રકાન્તાની ચિબુક ઝાલીને કહી નાંખું છું : ચન્દ્રા, તું આવું મીઠું ગાય તો તારી આગળ ગીતોનો ઢગલો વાળું – પારિજાત જેમ ફૂલોનો ઢગલો વાળે તેમ. ચન્દ્રકાન્તા આ આકસ્મિક પ્રણયોક્તિ સાંભળીને મૂઢ બનીને મારી સામે મોં વકાસીને જોઈ રહે છે. એની સખીઓ નીચે ફેરફુદરડી ફરે છે, નાચે છે, કૂદે છે, ને ચન્દ્રકાન્તા મૂઢ જેવી અહીં બેસી રહી છે. એ એકાએક મારા ખોળામાં માથું મૂકીને એની આંખોને મારી સામે માંડે છે. કોણ જાણે કેમ, હું ત્રાસી ઊઠું

છું. એની આ અકાળ પ્રેમચેષ્ટાથી મને જુગુપ્સાની લાગણી થાય છે. હું વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ઊભો થઈ જાઉં છું, ચન્દ્રકાન્તા પડી જાય છે, ને પગને બાઝે છે. હું નીચો નમું છું – એના હાથની પકડમાં રહેલી લોલુપતા મને ઉશ્કેરે છે, ને હું એક તમાચો ખેંચી કાઢીને ચાલ્યો આવું છું.

આ ફાનસની આછી જ્યોત આંખનાં બંધ પોપચાં પર નાચ્યા કરે છે, ચન્દ્રકાન્તાના પેલા બે વિહ્વળ હાથની જેમ વળગ્યા કરે છે. મારાથી નથી રહેવાતું. હું એને બુઝાવી દઉં છું. બસ, હવે જો મોઢામાં સિગારેટ હોય તો મજા – એનો પલકારો અંધારામાં જોયા કરવો ગમે. પણ પથારીમાં લંબાવતાં પત્નીનો હાથ મારા પડખા નીચે દબાઈ જાય છે ને મને યાદ આવે છે : કેતકી મહેતા. 'હેવમૉર'માં ચાના પ્યાલામાં ચા રેડતી હતી ત્યારે એનો ખુલ્લો પડેલો અર્ધો હાથ કેવો કંપતો હતો ! એના પરની આછી રુવાંટી, કોણીથી ઉપરના ભાગની મસૃણ માંસલતા – સહેજ જ શ્રમને કારણે કેવી રતાશ દોડી જતી હતી એના ચહેરા પર ! હું ચાની ધારાને જોતો હતો, ફ્લોરેસન્ટ લાઇટના તેજમાં તરબોળ એ હાથને જોતો હતો, ચાની ઊની વરાળ સાથે ભળતી એની રેશમી સાડીમાંથી આવતી સુવાસને માણતો હતો, ને કંઈક બોલ્યે જતો હતો. ફરી એ હાથ એની સાડીમાં લપાઈ ગયો, ને હું અન્યમનસ્ક થઈ ગયો. કોઈ પણ સ્ત્રીને હું આખી જોઈ શકતો જ નથી. એ સ્ત્રીનું વ્યક્તિત્વ અંગના કોઈ એક ભાગમાં આવીને વસે છે એમ હું માનું છું, ને મને એની એવી પરખ છે કે સ્ત્રીને જોતાંની સાથે જ મને એ અંગની પણ ખબર પડી જાય છે. કોઈ પગ હલાવે છે, કોઈ વિના કારણે ફરી ફરીને ડોક વાંકી કરીને પાછળ જુએ છે, કોઈ રહી રહીને વાળમાં આંગળી પરોવે છે, કોઈના હોઠ ફરકે છે, બસ પછી એ સિવાય એ સ્ત્રીમાં હું કશું જોતો નથી. પણ મારી પત્ની ઊંઘમાં એના પતિના સ્પર્શને માણી શકતી નથી; એ નાના, મા વગરના, બાળકની જેમ કંઈક અસ્પષ્ટ બબડે છે, ને ફરી પડખું બદલીને ઘસઘસાટ ઊંઘવા માંડે છે. વરને વશમાં રાખવાની એની અનુભવી બહેનપણીઓએ આપેલી, બધી સલાહ આ ઊંઘને કારણે નકામી જાય છે, ને એ કિશોરવયની સૃષ્ટિનાં સ્વપ્નોમાં વિહાર કરતી પડી રહે છે. અંધારામાં એના શરીરની રેખાઓનો આછો આભાસ જ દેખાય છે; ને આમેય તે અંધારામાં જ મારી કલ્પના વધુ સતેજ બને છે. રીટાનો છટાથી વાળેલો 'પૉની ટેઇલ' અંબોડો, રેખાનો વાર્તાલાપ – વાત કરતાં કરતાં અટકી જઈને આંખ પટપટાવીને ફરી વાતનો દોર સાંધવાની એની રીત, એનો અવાજ – હું એની વાત સાંભળું છું તે એના અવાજને ખાતર, એની વાતમાંથી

હું કશો અર્થ કાઢતો નથી. પણ એનો અવાજ – મધુર કહેવાય એવો નથી, છતાં ખૂબ ગમે છે. એ અવાજ એક વાતાવરણ રચે છે. એ અવાજ સાંભળતાં એમ લાગે છે કે જાણે એણે આપણી આજુબાજુ એક અર્ધ-પારદર્શી પરદો પાડી દીધો છે. એ અવાજનો સ્વાદ પણ છે – પીચના જેવો, મીઠાશ ખરી, પણ એમાં માફકસરની કડવાશ પણ ભળેલી. એટલે વધારે ભાવે. હું એ રેખાનો અવાજ, મીનળની સહેજ સહેજમાં વંકાતી ભ્રમર; શીલુની પવનમાં ડોલતી વૃક્ષની શાખાની જેમ શરીરને વિના કારણે છટાથી હલાવ્યા કરવાની ટેવ – અંધારામાં આ બધા ટુકડા હું એકઠા કરતો ગયો. એ બધાંમાંથી અન્ધકારના ગર્ભમાં હું એક નવી નારીમૂર્તિ રચવા લાગ્યો. મારી પાસેના નારીદેહની રેખાકૃતિમાં એ બધા ટુકડા ગોઠવીને સાંધવાનું મન થાય છે. બંધ કરેલી આંખોને છંછેડાયેલી ઊંઘ બાળે છે, શિરાઓમાં લોહીના ધબકારા ધીમા પાડે છે; ને મારી પાસેના શરીરમાંના હૃદયના થડકારા સંભળાય છે. હમણાં જ પથ્થર જડેલી પોળના સૂનકારને મારાં પગલાંએ એવા જ થડકારથી ઢંઢોળી મૂક્યો હતો ! અવાજ પણ કોઈક વાર ખરો પીછો પકડે છે ! છંછેડાયેલી ભમરીની જેમ એ ચારે બાજુ ગણગણ્યા કરે છે.

ઊંઘના ભારથી લદાયેલા મારી પત્નીના દેહને મેં અનુકૂળ રીતે ફેરવ્યો. એનો એક પગ ઊંઘમાં અર્ધો વાળેલી દશામાં ઊંચો જ રહી ગયો. એ થોડી વાર એ સ્થિતિમાં રહીને મારી તરફ પડવા લાગ્યો, આખરે એક આંચકા સાથે એ મારી ઉપર આવી પડ્યો. મેં મનમાં એકઠા કરી રાખેલા પેલા ટુકડા ફરી તપાસી જોયા – શીલુનો પવનમાં ઝૂલતી વૃક્ષની શાખાની જેમ વિના કારણે ઝૂલતો દેહ – પણ એ પગ દ્વારા એ દેહના પરનો ઊંઘનો ભાર મારા પર ઠલવાવા લાગ્યો. છતાં પરવશ બનીને હું એ વધારે ને વધારે ભારે બનતા જતા પગ નીચે પડી રહ્યો. ત્યાં ડોસા ખોંખારો ખાઈને બેઠા થયા. આગલું બારણું ખોલીને બહાર ગયા, બહારની હવા અંદર આવી, બારણામાંના શેરીના દીવાનો પ્રકાશ પણ લપાતો લપાતો અંદર આવ્યો, ને મેં મારી ઉપરના પગને ખસેડવાની હિંમત કરી નાંખી.

ફરી બારણું વસાયું, બહાર નાસી છૂટવા ઇચ્છતી ઘરની બંધિયાર હવા માથું પટકીને અંદર પછડાઈ. ફરી અંદરની ગરમી વધવા લાગી. એ ગરમ હવાની સાથે પાસેના માથામાંની ધૂપેલની વાસ ભળતાં મારો શ્વાસ રુંધાવા લાગ્યો. આમ એકલે હાથે અનેક રિપુઓની સામે ઝૂઝતા પુરાણ કાળના મહારથીની જેમ હું પથારીમાં પડ્યો પડ્યો ઝૂઝવા લાગ્યો, ને એ ઝૂઝવાના ઝોકમાં જ મેં પાસે પડેલા પત્નીના દેહને ઢંઢોળ્યો. એ ફરી કશુંક બબડી : હેં હેં, કોણ ? મેં ધીમે અવાજે

કહ્યું : એ તો હું, ને એ સફાળી બેઠી થઈ ગઈ. મેં પૂછ્યું : શું કરે છે ? એણે કહ્યું : તમારે માટે દૂધ ઢાંકી રાખ્યું છે તે લઈ આવું. મેં કહ્યું : રહેવા દે, મારે નથી પીવું. એ કાંઈક બોલવા જતી હતી ત્યાં મેં ઓચિંતાનો એના હાથને આંચકો આપીને એને પાસે ખેંચી લીધી. અંધારામાં મારા મુખ પરનો ત્રાસનો ભાવ તો એને દેખાયો નહીં, એટલે એ ભોળીને મન તો આ પ્રણયક્રીડા જ લાગી. એ મારી પાસે સરીને અસહાય શિશુની જેમ લપાવા લાગી. એના પાસે આવવાની સાથે ઉત્તાપની માત્રા વધતી ચાલી, મારો શ્વાસ રુંધાતો ચાલ્યો. બહારની શેરીમાં દોડી જવાનું મન થયું, પણ હવે પેલા બે હાથ મારી આજુબાજુ વીંટળાઈ વળ્યા હતા – ગામને પાદરે ઝાડની ડાળીએ હીંચકો લેતા, કૂવેથી પાણી ખેંચતા, વાડામાં છાણાં થાપતા એ બે હાથ. ત્યાં પડોશના દામુ ડોસાને ઊધરસનો હુમલો આવ્યો, એમણે કફનો ગળફો કાઢ્યો, કોગળા કર્યા, 'હે પ્રભુ', ચાર વાર બોલ્યા, ને વળી શાન્તિ સ્થપાઈ.

એ અન્ધકાર ને એ નિસ્તબ્ધતા – એને તળિયે ધબકતા બે જીવ. અમે બંને કંઈક સરજવા મથતા હતા. તૂટેલાફૂટેલા સંસારના ટુકડામાંથી હું કાંઈક સાંધીસુધી રચવા મથતો હતો. પણ સૃષ્ટિ અન્ધકારના ગર્ભમાં રચાય છે. માતાના ગર્ભાશયના અન્ધકારમાં શિશુ પોષાય છે. મારી પાસે એટલો અન્ધકાર નહોતો. એથી તો હું રખડી રખડીને અન્ધકારને તાગતો હતો ને મારી પાસેની આ નારી – મારા છિન્નભિન્ન અંશોમાંથી અર્ક સારવી લઈને ગર્ભમાં એનો ઘાટ કંડારવા મથતી હતી. માતાના ગર્ભાશયમાં અન્ધકારની ખોટ નથી, જન્મોજન્મથી એ ચાલ્યો આવે છે. હું ધૂંધવાયો. એવા ધારદાર ટુકડાઓ એને આપું કે જે ગર્ભના અન્ધકારમાંય ન સંધાય, એના શરીરની શિરાશિરાને છિન્નભિન્ન કરે – એવા ઝનૂનથી મેં મારા શરીરને એની તરફ હડસેલ્યું – આ ઘરનું મૌન, આ ઘરનો સંતાપ, આ ઘરમાં ટુકડાની જેમ વેરાયેલા જીવ – એ બધાંની યાદ સાથે મેં મારા શરીરને એને સોંપ્યું. બા પાણી પીવા ઊભાં થયાં. મારી પત્નીના બે હાથ મારે બરડે જળોની જેમ ચોંટી પડ્યા. અમારી બેની વચ્ચે દબાઈકચડાઈને ગરમી વધારે અસહ્ય બની. એ ગરમી શરીરમાં બધે રેલાવા લાગી – લાવાની જેમ. આંખો વધુ બળવા લાગી. ચોમાસામાં નીકળી આવતા હજાર પગવાળા જીવડાની જેમ મારું શરીર હજાર હજાર પગે ચાલવા માંડ્યું. એકાએક જાણે કોઈએ ઊંઘના ધસ્યા આવતા પૂર સામે બાંધેલો બંધ તોડી નાંખ્યો, હું ફસડાઈને ઢળી પડ્યો.

એ તન્દ્રાવસ્થામાં મારા મન સામે એક ચિત્ર ખડું થઈ ગયું. વિશાળ રણક્ષેત્ર પર પડેલાં શરીરોના ઢગલા વચ્ચે હું પડ્યો છું. હું આખો નથી. એક હાથ અહીં

પંજા દેખાયા. આંકડાની જેમ વાળેલા પાંચ તીક્ષ્ણ નખ દેખાતા હતા. એ બિલકુલ સ્થિર હતા. મારી દૃષ્ટિ હું એના પરથી ખસેડી શકતો નહોતો. ચારે તરફ બીજા કશાનો અણસાર સુધ્ધાં વર્તાતો નહોતો. જાણે આખી પૃથ્વી પર એ આકાર અને હું જ માત્ર રહી ગયા હતા. મંજુ નહીં તો રોજ મને કાંઈનું કાંઈ પૂછીને પજવતી હોય, પવનથી બારી અથડાતી હોય, ક્યાંક સરાણિયાની સરાણ ફરવાનો અવાજ આવતો હોય, બરફના ગોળાવાળાની ઘંટડી સંભળાતી હોય. પણ આ તો અરીસો સુધ્ધાં અલોપ થઈ ગયો હોય તેમ લાગતું હતું.

ત્યાં મેં જોયું તો બધું ખરતું લાગ્યું. ધરતીકંપથી મકાન ભોંયભેગું થાય અને ઈંટ ચૂનો ખર્યા કરે તેમ બધું એમાં ઢંકાઈ જતું લાગ્યું. જાણે આખું આકાશ રજ રજ થઈને ખરતું હતું. મણકા જેવી આંખોવાળી લાલ તગતગતી કીડીઓ એકએક કણ લઈને હારબંધ ચાલી જતી હતી. ઘડીભરમાં હું આ કીડીઓથી ઘેરાઈ જઈશ એવું મને લાગ્યું. ત્યાં પેલો આકાર સહેજ ખસ્યો. એના ખસવાની ઝાપટ વાગવાથી કીડીઓ જાણે એક ફૂંકે ક્યાંની ક્યાં ફેંકાઈ ગઈ. હું પણ ક્યાંક ફંગોળાઈ ગયો. મને મારી આજુબાજુ દીવાલો દેખાતી નહોતી. પણ થોડેક દૂર કશુંક તગતગતું દેખાતું હતું. એ શું હશે તે હું એકદમ કળી શક્યો નહીં. પછી નજર સ્થિર કરીને જોયું તો એ કોઈકની આંખ થોડી થોડી વારે ફરકતી હતી. સમયનું માપ જાણે એ આંખના પલકારાથી જ નીકળતું હતું. એ આંખથી દૂર ક્યાંક સરી જવું જોઈએ એવું મને થયું. હું સહેજ હાલ્યો કે તરત જ પંજો હાલ્યો અને ઊંચો થયો. હું ફરી જાણે જમીનમાં જડાઈ ગયો.

હજી મારી આંખની પાંપણ હું ઉઘાડબંધ કરી શકતો હતો. આ ભયથી બચવાનો એક જ ઉપાય હતો. મેં આંખ બંધ કરી દીધી. ઝાંખી થઈ ગયેલી એક છબિને નજર સામે જોઈ. એ દૂર હતી. પણ હતી તો એ જ, હું લગભગ બોલી ઊઠવા ગયો – પદ્મા ! એણે જાણે એ ન બોલાયેલો સાદ સાંભળ્યો હોય તેમ એની આંખો મને શોધવા લાગી. અમારી વચ્ચે કેટલું અન્તર હતું તે મને સમજાતું નહોતું. મેં એની તરફ ડગલું ભરવાનો પ્રયત્ન કર્યો. પગ જાણે રેતીના ઢગલામાં દટાઈ ગયા હતા. ડગલું ભરવા છતાં પગ ત્યાંના ત્યાં જ પડતા હતા. પદ્માના હોઠ હાલતા હતા. એ કશુંક કહી રહી હતી. અમારી વચ્ચે તો કેટલાય માણસોનું ટોળું હતું. આથી ઘણી વાર દૃષ્ટિનો દોર તૂટી જતો હતો. પદ્મા, મેં નહોતું કહ્યું કે મારી આંગળીમાં ગૂંથેલી તારી આંગળી છોડીશ નહીં. જો એવું થશે તો વિખૂટા પડી જઈશું. પણ પદ્મા, તારી હઠ –

હું ડગલાં ભર્યે જ ગયો અને મારો શ્વાસ ખૂટવા લાગ્યો. જો સહેજ ઊભો રહી જઈશ તો પદ્મા ખૂબ દૂર નીકળી જશે ને પછી તો સાવ ખોવાઈ જ જશે એ વિચારે હું શ્વાસ લેવા થંભ્યો નહીં. ત્યાં પદ્માના મુખ પર સ્મિતની ચમક દેખાઈ. એણે મને ઓળખી કાઢ્યો હશે ને તેથી જ એ રાજી થઈ હશે એમ મેં માન્યું. પણ એ તો એકાએક ઊભી રહી ગઈ. મેં હાથ લંબાવ્યો ને ત્યારે જ મને ખબર પડી કે એનો હાથ એક બીજા હાથમાં જઈ પડ્યો. પછી એણે પીઠ કરીને વિરુદ્ધ દિશામાં ચાલવા માંડ્યું. એની સાથે કોઈક હતું. મારા પગ થંભી ગયા. રેતી જાણે મને ગળી જવા લાગી. મેં ન છૂટકે આંખો ખોલી. ઘડીભર તો મેં પદ્માની આંખોને જ મારી સામે જોઈ, એનો હાથ જ મારી તરફ લંબાયેલો હોય એવું મને લાગ્યું. એથી કાંઈક વિશ્વસ્ત બનીને હું આગળ વધવા ગયો ને બધી ભ્રાન્તિ સરી પડી. પેલી રાતી કિનારાવાળી આંખે પલકારો માર્યો, દિશાઓ હાલી ઊઠી. પદ્મા ક્યાંક હસતી હતી. એના હાસ્યનો રણકાર ચારે બાજુ ગાજી ઊઠતો હતો. વચ્ચે વચ્ચે એ કાંઈક બોલતી હતી, પણ એ શબ્દો તરત જ એના હાસ્યના રણકારમાં ખોવાઈ જતા હતા.

ઘડીભર હું બધું ભૂલી ગયો. પદ્માને જોઉં છું, પણ નથી હોઠ, નથી નાક, નથી કપાળ. નરી બે આંખો. એ બે આંખો સરી પડે છે, એની પાછળ બીજી બે આંખો – આંખો રેલાઈ જાય છે ચારે બાજુ. હું મારા હાથથી એને ઢાંકી દેવા જાઉં છું. ત્યાં ફરી પદ્માનું હાસ્ય રણકી ઊઠે છે. એ છેક કાન પાસે આવીને બોલી ઊઠે છે : એમ હું હાથ નહીં આવું. એ 'નહીં આવું' 'નહીં આવું'ના પડછંદા મારા કાનમાં ગાજી ઊઠે છે. એ પડછંદાની જ બની છે હવા, એ પડછંદાનું જ બન્યું છે આકાશ.

એકાએક પેલો આકાર લઘુકાય બનીને મારી પાસે સરે છે. પંખી જેવી એની ચાંચ છે, વાઘ જેવા એના નખ છે. આંખો રાતા અંગારા જેવી તગતગે છે. મારી છાતી પર એ બેઠું છે. મારા એકએક શ્વાસને ચાંચમાં લઈને ચણે છે. જીવનભરના મારા બધે વેરાયેલા શ્વાસ એની ચાંચ આબાદ ઝડપી લે છે. પદ્મા, તું જે ઉષ્ણ નિઃશ્વાસથી દાઝીને ભાગી ગઈ હતી તે પણ એની ચાંચમાં ઝડપાઈ ગયો. હું જાણે વજન વગરનો થતો જાઉં છું. મને ઊડી જતો રોકી રાખવા એણે એનો પંજો મારા પર દાબી રાખ્યો છે. ક્યાંક ઊંડે ઊંડે એની ચાંચ કશુંક શોધી રહી છે. મારી પદ્માકાર ચેતનાનો તણખો એની ચાંચમાં પકડાતો નથી. એ તણખો મારી આંખમાં લપાઈ ગયો છે.

ઘર તો આખું ભરાઈ ગયું છે. રાજેન્દ્ર સિગાર ફૂંકતો બેઠો છે. માલા શરબત પીતાં પીતાં અશોક સામે જોઈ રહી છે, લીલા માલાને કશુંક કહી રહી છે પણ માલાનું એ તરફ ધ્યાન નથી. કોઈક મને ઉદ્દેશીને બોલી રહ્યું છે અને ક્યાંક બેઠા બેઠા હું એનો જવાબ આપું છું તેય મને સંભળાય છે. મને લાગે છે કે પદ્મા પણ આટલામાં જ કયાંક હશે. એને શોધતો જ હતો ત્યાં બારણું ખૂલે છે ને પદ્મા આવે છે, મીઠું હસે છે. 'સૉરી ફોર બીઈંગ લેઇટ.' વાતો ચાલે છે, રંગબેરંગી ફુગ્ગા ઊડે છે. હાંડીઝુમ્મર હાલે છે. દીવાલ પર એની ભાત નાચે છે. ત્યાં પદ્મા એની મીઠી હલકથી ગાય છે. ક્યાંક બેઠેલા મને પૂછે છે; 'ગીત ગમ્યું ?' હું મારો અવાજ સાંભળું છું ને એ અવાજને આધારે મને શોધવા મથું છું. પણ ક્યાં છે મારી આંખો...

પંખીની ચાંચ હવે મારી આંખને ખોતરે છે, પણ એ તો જાણે આંખોનો ઊંડો સાગર. એક આંખ ચૂગે અને વળી બીજી આંખ ફૂટે, એની છીપમાં ત્રીજી આંખ. છીપ ખૂલે, આંખ ઊઘડે, ચાંચ ચૂગે ...

માલાના હાથમાંનું શરબત ઢોળાય, લીલાની જીભ દાંતથી ચવાઈ જાય, અશોકના હોઠ સિગારેટથી દાઝે, ક્યાંક મારી ઊધરસનો અવાજ હું સાંભળું, પણ પદ્માકાર ચેતનાનો તણખો લઈને મારી આંખ ભાગે, સૂરજનાં વન વીંધીને ભાગે, બ્રહ્માના પ્રહરને થંભાવીને ભાગે...

23

# એકદા નૈમિષારણ્યે

'એકદા નૈમિષારણ્યમાં એક ઋષિ હજારો વર્ષનું તપ તપતા બેઠા હતા. એમના મુખ પર બ્રહ્મતેજ હતું. આધિવ્યાધિઉપાધિના ત્રિવિધ તાપથી સંતપ્ત આ જગતમાં એ ઋષિ જાણે શીતળતાના દ્વીપ જેવા હતા. એમની આજુબાજુનાં વૃક્ષોનાં પાંદડાં ખરતી વખતે નિઃશ્વાસ નાખતાં ન હતાં; પુષ્પોને મુખે જાણે અશ્રુત ધ્વનિથી ઋચાગાન થતું હતું.' બોલતાં બોલતાં એને લાગ્યું કે એની કલ્પના બહેકવા લાગી હતી. શ્વાસ ખાવા થંભ્યો હોય એમ અટકીને એણે સામે બેઠેલી નારીના તરફ જોયું. એની આંખની કિનાર સૂજીને લાલ થઈ ગઈ હતી. આંસુ પાંપણની કિનારે ચમકી રહ્યાં હતાં. એનો દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ એ સાંભળી શકતો હતો. એ આધેડ વયની નારીનો ચહેરો વેદનાને કારણે કંઈક કદરૂપો લાગતો હતો. એણે ફરી શરૂ કર્યું, 'એક વાર એવું બન્યું કે શ્રાવસ્તી નગરીના કોટ્યાધિપતિ શ્રેષ્ઠી પરમાનન્દદાસ સમુદ્રયાત્રાએ ગયા તે ગયા, પાછા વળ્યા નહીં. એ વાતને બાર બાર વર્ષોનાં વહાણાં વાયાં હતાં, પણ પરમાનન્દદાસની ભાળ લાગી ન હતી. કેટલાય સૂર્ય તપ્યા પણ શેઠાણી રત્નલક્ષ્મીની આંખનાં આંસુ સુકાયાં નહીં. દર વર્ષે વર્ષાનાં ઘેરાતાં વાદળ સાથે રત્નલક્ષ્મીના હૃદયમાં એથીય ઘેરાં વાદળો છવાય, પણ એ પછી શરદનો ચન્દ્ર અજવાળાં વેરે નહીં. તેમાં વળી ભગવાન રૂઠ્યા, પુણ્ય ખૂટ્યાં, પૂર્વજન્મનાં પાપ નડ્યાં ને એવું બન્યું કે શેઠાણી વેદનાથી મૂર્છિત થઈને પડ્યાં. એમનો એકનો એક દીકરો એક દિવસ અલોપ થઈ ગયો, શોધાશોધ ચાલી, પૈસો પાણીની જેમ વહેવડાવ્યો પણ ક્યાંય પત્તો ખાધો નહીં. હવે કરવું શું ? જોષીઓને તેડાવ્યા, કુંડળી માંડી. જોષીઓ ખોટું આશ્વાસન આપીને ધન લઈને વદાય થયા. ભૂવાઓ આવ્યા, મેલી વિદ્યા જાણનારા આવ્યા. બધા જ શેઠાણીને આશ્વાસન આપે છે, પણ પતિ કે પુત્ર કોઈનાય મુખનું દર્શન થતું નથી. દાસદાસી અને આશ્રિતોથી ભર્યા ભર્યા ઘરમાં કેવળ વેદનાનો હાહાકાર વ્યાપી

ગયો છે. શેઠાણીની આંખનું તેજ ઓસરવા લાગ્યું છે. ભગવાનને ચરણે ઢળીને પ્રાર્થના કરે છે; 'ભગવાન આંખનું તેજ લઈ લો તે પહેલાં એક વાર મારા કનૈયાકુંવરનું દર્શન કરાવો.' દિવસ વીતે, રાત વીતે પણ શેઠાણીના મહેલ સૂનાસૂના, આંગણું સૂનું સૂનું, હૃદય સૂનું સૂનું.'

'એવામાં કોઈ સિદ્ધ પુરુષ શ્રાવસ્તી નગરીમાં આવી લાગ્યા. નગર બહાર જીર્ણ શિવાલય પાસે એમણે વાસ કર્યો. શેઠાણી રત્નના થાળ ભરીને એમની પાસે દોડ્યાં. ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી : 'મારા દીકરાની ભાળ આપો, એનું મુખ દેખાડો.' સિદ્ધ પુરુષે આંખો ખોલી નહીં. ધૂળમાં આંગળીથી રેખા દોરી, દિશા ચીંધી. એનો મર્મ કોઈને સમજાયો નહીં. સિદ્ધ પુરુષના શિષ્યે કૃપા કરીને એનું રહસ્ય સમજાવ્યું : 'ઉત્તર દિશામાં સાત દિવસ અને સાત રાત ચાલશો એટલે નૈમિષારણ્ય આવશે. ત્યાં એક વિશાળ વટવૃક્ષની ઘટા નીચે એક ઋષિ હજાર વર્ષથી તપ તપતા બેઠા છે ત્યાં કશું પૂછશો નહીં, એમનો તપોભંગ કરશો નહીં. ધીરજથી રાહ જોજો, તમારું સદ્‌ભાગ્ય હશે તો ઋષિ ભાળ આપશે.'

શેઠાણી તો તરત રસાલો લઈને નીકળી પડ્યાં. તાપતડકો વેઠ્યો, ગાઢ અરણ્ય આવ્યું. ઋષિનાં દર્શન થયાં. કશું બોલ્યાચાલ્યા વગર શેઠાણી ઋષિના મુખ તરફ મીટ માંડીને બેઠાં. શેઠાણીનું ભાગ્ય ખૂલ્યું. દશમે દિવસે ઋષિ બોલ્યા : 'પશ્ચિમમાંથી તારો દીકરો પુષ્ય નક્ષત્ર બેસતાં આવશે. પણ તું એને ઓળખી શકશે તો એ ઘરમાં પ્રવેશશે. તું નહીં ઓળખી શકે તો એ ફરી અલોપ થઈ જશે.' શેઠાણી તો હરખથી ઘેલાં ઘેલાં થઈ ગયાં.

આટલું બોલીને એ એકાએક થમ્ભી ગયો. એ એકાએક ચેત્યો : 'અરે, આ હું શું કરી રહ્યો છું ? આ બાઈનો દીકરો પાછો આવશે એવું જૂઠાણું હું શા માટે કહી રહ્યો છું ? દયા લાવીને કોઈને જૂઠું કહી શકાય ? એ તો જુહૂના દરિયામાં ડૂબી ગયો છે તે હું ક્યાં નથી જાણતો ? આ બાઈના પતિએ નાસી જઈને બીજી સ્ત્રી સાથે દક્ષિણના એક શહેરમાં નવો સંસાર માંડ્યો છે તેય હું ક્યાં નથી જાણતો ? પણ જેને સત્ય નથી ખપતું. અસત્ય જ જેનો આધાર, એવા લાચાર તેને હું શું આપું ?'

એ નારીએ પૂછ્યું : 'કેમ અટકી ગયા ? પછી શું થયું ? ઝટ ઝટ કહો ને !' આ દુરાગ્રહથી એ ધૂંધવાયો ને ફરી એણે આગળ ચલાવ્યું, ' શેઠાણી હરખાય પણ બીજી જ પળે વિચારમાં પડ્યાં : ' આટલાં વર્ષો વીત્યાં, હવે કોણ જાણે કેવા હશે એના વેશ ? એ જુવાન થયો હશે. રમતમાં ઘૂંટણ છોલાયેલા તેના

ચિહ્ન સુધ્ધાં રહ્યા નહીં હોય, હું ઓળખીશ શી રીતે ?' શ્રોતા નારી તરત બોલી ઊઠી, 'અરે, મા તે કાંઈ દીકરાને નહીં ઓળખે, મારો દીકરો પાછો આવે તો હું એક નજરે જ એને ઓળખી કાઢું. એનું માથું સૂંઘું, એને મોઢે હાથ ફેરવું...'

એ નારી બોલતી જ ગઈ, કેમ જાણે એનો દીકરો મોઢામોઢ નહીં ઊભો હોય ! એ ફરી પોતાની જાત પર રોષે ભરાયો. આવી વાત મેં માંડી જ શા માટે ? હવે આ બધું ઝટ સંકેલી લઉં અને અહીંથી ભાગું. વાત જલદી જલદી પતાવી દેતાં એણે કહ્યું, 'શેઠાણી ઘડીભર તો વિમાસણમાં પડ્યાં. પછી તરત એમને યાદ આવ્યું. એમના દીકરાના એક હાથની ટચલી આંગળી સહેજ ટૂંકી હતી. આ યાદ આવતાં એ તો ખુશ થઈ ગયાં. પછી તો શ્રાવસ્તી જઈને શેઠાણી ગવાક્ષમાં જ બેઠાં છે, મીટ માંડીને પ્રતીક્ષા કરે છે. પછી પુષ્ય નક્ષત્ર બેઠું. ત્યાં એક દિવસ એક જુવાન આંગણામાં આવીને ઊભો, નોકરો તો એને હાંકી કાઢતા હતા ત્યાં શેઠાણી દોડ્યાં. એ જુવાનનો હાથ હાથમાં લીધો. ટચલી આંગળી જોઈને એ જુવાનને ભેટી પડ્યાં. આટલે વર્ષે દીકરો પાછો આવ્યો. ઉત્સવ ઉત્સવ થઈ રહ્યો.' આટલું બોલતાં એકાએક જાણે પેટમાં ગાંઠ પડી હોય ને શૂળ ઊપડ્યું હોય એવું એને લાગ્યું. એને શરીરે પરસેવો વળી ગયો. એ એકદમ ઊભો થઈ ગયો. ઘડિયાળમાં જોઈને બોલ્યો : 'અરે દસ વાગી ગયા. ઘરે રાહ જોતાં હશે, તો સાંભળ્યું ને તમે, બધાં સારાં વાનાં થશે, તમારો હેમન્ત પાછો આવશે...' આગળ કશું બોલ્યા વિના એ ઝટઝટ દાદર ઊતરી ગયો. પરસેવાથી એનું શરીર ઠંડું થઈ ગયું. એકાએક એની શક્તિ જાણે ઓસરી જતી હોય એવું એને લાગ્યું. પેલો ટૂંકી ટચલી આંગળીવાળો કોઈ બનાવટી આદમી પણ કેમ નહીં હોય, આટલું ધન મેળવવા કોઈ શું ન કરે ? આ માણસજાત તે કેવી ? – એવી ગાળો દેતો એ ઘરે પહોંચ્યો ને બારણામાં જ ફસડાઈ પડ્યો. એની પત્ની દીવો લઈને નીચે આવી. એની આ સ્થિતિ જોઈને ચિન્તાતુર થઈને બોલી ઊઠી; 'ક્યાં ગયા હતા ? હું તે તમને ક્યાં શોધું ? અને આ શું થયું છે તમને ? જુઓ ને, શરીર તો કેવું ઠંડું પડી ગયું છે !' એ ખુરસીમાં માંડ માંડ બેઠો. એણે કહ્યું; 'કશું થયું નથી, કશું થયું નથી.' પણ એની પત્ની માને તો ને ! એ પાછી બોલવા લાગી : 'મેં તો કેટલીયે વાર કહ્યું છે કે આ ગામમાં તો ઘણી બધી ડાકણ છે. જુઓ ને, કેવી નજર લાગી છે ! તમારી આંખો જ જુઓને, જરા બોલો તો ખરા, ક્યાં ગયા હતા ? કોણ ભેટી ગઈ હતી ?' એ ફરી જવાબમાં બોલ્યો : 'કશું થયું નથી, કશું થયું નથી...'

એની પત્નીએ નજર ઉતારી. એણે સંતાડેલી ગુપ્ત વાતનો તાગ કાઢવા શું

કરવું તે વિચારતી તે બેઠી. તેના મુખ પરની મૂંઝવણ જોઈને એ વધારે અકળાયો. થોડી વાર તો એ આંખો બંધ કરીને બેસી રહ્યો. ઘડીભર એણે ભગવાનને પ્રાર્થના કરી. એણે ઉપજાવી કાઢેલા પેલા નૈમિષારણ્યના ઋષિને પ્રાર્થના કરી : 'આ બધું મૃગજળ જેવું મિથ્યા કરી નાખો, સત્યનું વજન અમ માનવોથી સહ્યું જતું નથી. બધું મિથ્યા કરી નાખોને.' એની પત્નીનો આધાર લઈને એ પલંગ પર જઈને સૂતો. પત્નીએ બે-ચાર કડવાં ઓસડ પીવડાવ્યાં તે પીધાં. પછી આંખ બીડીને એ સૂતો. તન્દ્રામાંય ફરી ફરી એને પ્રશ્નો સંભળાયા : 'મારો દીકરો ક્યારે મળશે ? તમને આ થયું છે શું ? તમે ક્યાં ગયા હતા ? બોલો, બોલો, બોલો...' એ તન્દ્રામાં જ બબડતો રહ્યો : 'કશું થયું નથી, કશું થયું નથી.'

મોંસૂઝણું થયું હશે. એની આંખો ખુલ્લી જોઈને એની પત્નીએ પૂછ્યું : 'હવે કેમ છે ?' એણે ટૂંકો જવાબ વાળ્યો : 'સારું લાગે છે.' એટલે પત્નીએ ફરી જીદ પકડી : 'તો હવે બોલો, કોણ ભેટી ગઈ હતી તમને ? તમે તો સાવ ભોળાભટુક છો. કોણે કામણ કર્યું હતું તમારા પર ?' એ ફરી બોલ્યો : 'કશું થયું નથી, કશું થયું નથી' પણ એની પત્નીની આશંકાભરી દૃષ્ટિએ જોઈને એને લાગ્યું કે આ 'કશું નથી'માંથી જ કશું ઉપજાવવું પડશે. તો જ એની પત્નીને સંતોષ થશે. ફરી એ કથાઓના વન નૈમિષારણ્યમાં પેઠો ને બોલવા લાગ્યો : 'એકદા નૈમિષારણ્યને વિષે એક ઋષિ રહે. હજારો વર્ષોનું એમનું તપ. ચારે બાજુએ એમનો મહિમા ભારે. એમના અજબગજબના ચમત્કારોની અનેક વાતો ચાલે. હવે વાત એમ બની કે ચન્દ્રપુર નગરીમાં એક સુખી દમ્પતી રહે. એ જોડું જોઈને બધાંની આંખ ઠરે. બન્ને જુવાન વયનાં, જાણે કામદેવ અને રતિ. પત્ની તો પતિની છાયા જેવી. જ્યાં પતિ ત્યાં પત્ની. ઘડીનો વિરહ નહીં. એ જુગલમૂર્તિ જોઈને આખું નગર સુખ પામે.

ત્યાં નગરમાં એક દિવસ એક યોગી પુરુષ આવ્યા. મોઢા પર તેજ લખલખે. નગર આખું એમને જોવા ઊમટ્યું. યોગીરાજ રાજમાર્ગે થઈને જતા હતા. પતિપત્ની ઝરૂખામાં ઊભા ઊભા જોતા હતા. પતિ કાંઈ કહેતો હતો ને યોગીરાજને જોવામાં નિમગ્ન પત્નીએ હોંકારો નહીં પૂર્યો. પતિ રિસાયો. ધડધડ દાદર ઊતરી, બંધ કમાડ ખોલી ચાલ્યો ગયો. પત્ની હાંફળીફાંફળી દોડી પણ લોકોની ભીડમાં એના પતિને ક્યાં ખોળે ? એને તો ઘડીભર ચેન નથી. ચરણ થાકી ગયા છે. આંખે અંધારાં વળ્યાં છે. એ એકલી મધરાતે પેલા યોગીરાજ બેઠા હતા ત્યાં ગઈ, કહ્યું : 'યોગીરાજ, તમે સાચા યોગી હો તો મારા પતિને પાછા લાવી આપો.'

યોગીરાજે કહ્યું : 'બેન, ધીરજ રાખ, બેસ. જો, હું તને કહું તે સાંભળ. હું તમારા પૂર્વ જન્મની વાત જાણું છું. ગયા જન્મમાં તારા પતિ હતા ઋષિ સુભદ્ર અને તું હતી રાજકન્યા રત્નમાલા. સહિયરો સાથે તું એક દિવસ વનવિહાર કરવા ગઈ ત્યાં બધાંથી છૂટી પડી જઈને તું આ ઋષિ તપ કરતા હતા ત્યાં જઈ પહોંચી. બેબાકળી બનીને તું ચીસ પાડી ઊઠી. ઋષિનો તપોભંગ થયો. એણે તને જોઈ. એઓ મોહિત થયા. તમારી બન્નેની દૃષ્ટોદૃષ્ટ મળી. થવા કાળ તે થયું. પછી તો વાજતેગાજતે લગ્ન થયાં. રાજપાટ ભોગવ્યાં. એક વાર તેં પતિને પૂછ્યું : 'આવતે જન્મે આપણે જ પતિપત્ની ખરું ને ?' ત્યારે તારા પતિએ કહ્યું : 'હા, એમ જ થશે. પણ મારે મારું અધૂરું તપ પૂરું કરવું પડશે, એ પૂરું થતાં જ આપણે ફરીથી મળીશું. તું ધીરજ રાખ. પાંચ વરસ પછી સૂર્ય દક્ષિણનો થાય ત્યારે આ નગરીથી પચાસ જોજન દૂર આવેલા અરણ્યમાં જજે. ત્યાં એક જીર્ણ શિવાલય પાસે એક ઋષિ તપ તપતા  હશે. એને જો તું તરત ઓળખી કાઢશે તો એઓ તરત આંખો ખોલી નાખશે અને તને ભેટી પડશે. જો ઓળખવામાં સહેજ વિલમ્બ થશે તો વળી એક જન્મની રાહ જોવી પડશે.' એ આ બોલતો જ હતો ત્યાં કોઈએ બારણું ઠોક્યું, પત્ની સફાળી દોડી, બારણું ખોલ્યું, જુએ છે તો કોઈ સ્ત્રી બેબાકળી ઊભી છે. અંદર આવીને એણે પૂછ્યું, 'હેમન્ત અહીં આવ્યો છે ? મારી સહેજ આંખો મળી ગઈ ત્યાં કોઈએ બારણું ઠોક્યું હોય એવું મને લાગ્યું. બારણું ખોલીને જોઉં છું તો રસ્તા પર થઈને કોઈ ચાલી જાય છે. મેં એને તરત ઓળખી લીધો. એ જ ચાલ, એ જ છબિ, હું એની પાછળ દોડી. એ આ તરફ વળ્યો, અહીં આવ્યો છે મારો હેમન્ત ?' એ ઘડી ભર જોઈ રહ્યો. પછી એણે કહ્યું : 'બેસો, હું કહું તે સાંભળો. એકદા નૈમિષારણ્યે –'

24

# અગતિગમન

ઘરેથી નીકળતાં જ મને લાગ્યું કે મોડું થઈ ગયું હતું. ઉતાવળ કરવા જઈએ તેથી જ મોડું થઈ જાય છે એનો અનુભવ આ પહેલાં મને થઈ ચૂક્યો છે. પણ હું ગભરાટિયા સ્વભાવનો માણસ છું. પરગામ જવું એ મારે માટે તો એક આફત છે. હું ગાડી આવવાના એક કલાક પહેલાં જ સ્ટેશને પહોંચી જાઉં છું. પછી બુક સ્ટૉલ પર ચોપડીઓ જોવામાં પડ્યો હોઉં છું અને ગાડી આવી જાય છે ને હું હાંફળોફાંફળો જગ્યા મેળવવા દોડું છું. આજે સવારે ઊઠીને ઘડિયાળમાં જોયું તો સાડા પાંચ થયેલા. ઘડિયાળ સાથે મારો મેળ કદી ખાધો નથી. રેડિયો સાંભળવાની મને ટેવ નથી. પણ દેશ આખો તો સરકારી સમય પ્રમાણે ચાલે છે. મારી બારીમાંથી ટાવરનું ઘડિયાળ દેખાય છે. પણ એક સવારે એના એક કાંટા પર એક અજાણ્યા પંખીને જોઈને હું છળી મર્યો હતો. કાંડા ઘડિયાળ હું રાતે પણ પહેરી રાખું છું. પણ આજકાલ એ લોકો આંકડો લખવાને બદલે માત્ર ટપકાં મૂકે છે. આથી થયેલા સાડા છ, પણ મને દેખાયા સાડા પાંચ. ઊંઘ નો'તી આવતી તોય એક કલાક બાકી છે એમ માનીને પડ્યો રહ્યો. ત્યાં બારીમાંથી પ્રભાતની ટશર દેખાઈ ને હું સફાળો ઊભો થઈ ગયો. ઉતાવળમાં રેઝરમાં બ્લેડ મૂકવી જ ભૂલી ગયો ને દાઢી કરવા માંડી. ગરમ ચા પીવા જતાં જીભ દાઝી ગઈ. મોજાં ઊંધાં પહેર્યાં. તાળું વાસવા જતાં યાદ આવ્યું કે ચાવી તો અંદર રહી ગઈ છે. મને થયું : આજની સાડા સાતની બસ જરૂર હું ચૂકી જવાનો, પણ બસ સ્ટૉપ પર પહોંચ્યો ત્યાં જ એક બસ આવી. કયા રૂટની હતી, ક્યાં જવાની હતી, એ જોવાનો સમય જ ક્યાં હતો ! છતાં જરા દ્વિધા તો થઈ : જાઉં કે ન જાઉં ? ત્યાં તો લોકોના ધક્કાએ જ મને બસમાં ચઢાવી દીધો. બસમાં ભીડ એટલી હતી કે પાસેના માણસની પીઠ જ હું જોઈ શકતો હતો. બસ ચાલવાની ગતિનો અનુભવ થતો નહોતો. મારી દરરોજની બસના પરિચિત માણસોનો અવાજ સાંભળવાનો

પ્રયત્ન કર્યો, પણ મને એક અસ્પષ્ટ ગણગણાટ સિવાય કશું સંભળાતું નહોતું. મનમાં રહી રહીને શંકા થયા કરતી હતી : ખોટી બસમાં તો નથી ચઢી ગયો ને ! બારી પણ દેખાતી નહોતી. આથી દિશા નક્કી કરવાનું પણ મારે માટે અશક્ય હતું. પણ સવાલ તો માત્ર પિસ્તાળીસ મિનિટનો જ હતો ને ! આમ હું વિચારતો હતો ત્યાં જ પાછળથી ધક્કો વાગ્યો ને ગભરાટના માર્યા મેં આંખો બંધ કરી દીધી. થોડી વાર રહીને મેં આંખો ખોલી તો હું એક સીટ પર બે જણની વચ્ચે ચપોચપ ગોઠવાઈ ગયો હતો. મેં એ બંને વ્યક્તિઓને ઓળખવાનો પ્રયત્ન કર્યો. બારી પાસેની વ્યક્તિનો હાથ મારી સાથળ પર પડ્યો હતો. એ હાથની ચામડી તગતગતી હતી. એના પર જાંબુડી રંગની ઝાંય પડતી હતી. એનો હાથ જોતાં એ વ્યક્તિ સ્થૂળ હશે એવું મને લાગ્યું. પણ એનો હાથ ફૂલી ગયેલો હોય એવું લાગતું હતું. બારીના કાચમાં, મેં સહેજ ડોક ફેરવીને એના ચહેરાનું પ્રતિબિમ્બ જોઈ લીધું. એના ચશ્માના કાચ પર તડકો પડવાથી એની આંખો દેખાતી નહોતી. પણ એનો ચહેરો, કોણ જાણે શાથી, મને વિચિત્ર લાગ્યો. પેલા હાથના પ્રમાણમાં મોઢું ઘણું નાનું હતું. ગાલ બાળકોના હોય છે તેવા ફૂલેલા હતા. હોઠ પાતળા હતા. દાઢી તો જાણે હતી જ નહિ. કપાળ જેવું તો જાણે કશું હતું જ નહીં. થોડી થોડી વારે, કોણ જાણે શા કારણે, એના ગાલ ઊપસી આવતા હતા અને આંખો સાવ દબાઈ જતી હતી. એ કદાચ એના હસવાને કારણે હશે એવું મેં ધાર્યું, પણ હસવાનો કશો અવાજ આવતો નહોતો. મારી સાથળ પરનો એનો હાથ મને ભારે લાગવા માંડ્યો હતો. એ હાથ ખસેડી નાખવાની હું એને વિનંતિ કરું, પણ હું બોલીશ તે એને સંભળાશે ? છતાં હું બોલ્યો તો ખરો જ, પણ મનેય મારો અવાજ સંભળાયો નહિ. મારી છેડેની સીટ પર બેઠેલી તે સ્ત્રી હતી. મારા શ્વાસને રૂંધી નાખે એવી ગન્ધ એના શરીરમાંથી આવતી હતી. એના ખુલ્લા હાથ પર થઈને પરસેવો નીતરતો હતો. એ કંઈક ગણગણતી હોય એવું મને લાગ્યું. થોડી થોડી વારે એ આંખો રૂમાલથી લૂછતી હતી. એ કદાચ રડતી પણ હોય. એકાદ વાર તો એના બંને હોઠ, જાણે એ ચીસ પાડવા જતી હોય તેમ, ખૂલી ગયા અને મેં તો મારા કાનમાં આંગળી પણ ખોસી દીધી. થોડી વાર સુધી તો એના હોઠ એ 'ઓ' બોલતી હોય તેમ ખુલ્લા જ રહી ગયા. મને થયું : હવે એ હોઠ બીડશે જ નહિ કે શું ? એ તરફથી મેં મારી નજર ફેરવી લીધી. ડ્રાઇવરની પાછળની સળંગ સીટ પર બેઠેલા આઠ જણ કોઈક ગાયકવૃન્દમાં ગાતા હોય તેમ આખા શરીરથી તાલ આપતા ઝૂમી રહ્યા હતા. મને એમની અદેખાઈ આવી. એમને

હાલવા પૂરતી મોકળાશ હતી. છતાં એક વાત મને વિચિત્ર લાગી : એમના હોઠ ખૂલતા નહોતા, એમની આંખો બંધ હતી. કદાચ બસની ગતિને કારણે જ એઓ હાલતા હશે. થોડી થોડી વારે એમના ચહેરા પરથી એક મોટો પડછાયો પસાર થઈ જતો હતો. કદાચ રસ્તા પરના ઝાડનો જ એ પડછાયો હશે પણ એ પડછાયો પડતાં જ એમના ચહેરા, કોણ જાણે શાથી, મને ભયાવહ લાગવા માંડતા હતા. મારી પાછલી સીટ પર ક્યાંકથી કબૂતર બોલતું હોય તેવો અવાજ થોડી થોડી વારે આવ્યા કરતો હતો. મને થયું; કોઈ મા પોતાના બાળકને રમાડતી હશે. ડાબી તરફથી ધુમાડાની સેરો મારા તરફ આવવા લાગી ને એને કારણે મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. મારી નજર સામે બધું જાણે તરતું હોય એવું લાગ્યું. મારે આંખો લૂછવી હતી. પણ મારા બન્ને હાથ દબાઈ ગયા હતા. મારે પગે ખાલી ચઢી હતી. મેં પગ ઊંચો કરવાનો પ્રયત્ન કર્યો પણ એ બની શક્યું નહિ. એટલામાં એકાએક કોઈકના બૂટથી મારો પગ કચડાતો હોય એવું મને લાગ્યું. મેં નજર ઊંચી કરીને જોયું તો કણ્ડક્ટર હતો. એણે એની ટોપી છેક આંખ સુધી ખેંચી લીધી હતી. એનું મોઢું ભરાવદાર અને એનાં જડબાં ખૂબ પહોળાં લાગતાં હતાં. મારી પાસે પૈસા લેવા લંબાવેલો એનો હાથ અદ્ધર જ રહી ગયો. પછી એણે હોઠથી કશો અવાજ કર્યો, હાથથી મને કશો ઇશારો કર્યો, હું એમાંનું કશું જ સમજી શક્યો નહિ. એનો હાથ ઊંચો થયો, મારા ગાલ પર ઝણઝણાટી થઈ આવી. આવું તો કશું જ બન્યું નહોતું. છતાં ભયથી મેં આંખો બીડી લીધી. એ દરમિયાન કોઈ દેવળમાં સમૂહપ્રાર્થના થતી હોય એવા ગણગણાટને કારણે કે કોણ જાણે શાથી મારી આંખ પર ભાર વર્તાવા લાગ્યો. ઘડી આંખ ખૂલે, ઘડી બંધ થાય એવું થવા માંડ્યું. પછી કદાચ આંખ બંધ રહેવાનો એક મોટો ગાળો આવી ગયો હશે. એકાએક કશો ધક્કો વાગતાં મેં આંખો ખોલીને જોયું તો હું ઊંઘમાં બારી તરફ ઢળી પડ્યો હતો. મારી સીટ પર, મારી આજુબાજુમાં કોઈ જ નહોતું. હું હજી તો આંખો ચોળીને સરખો બેસવા જતો હતો ત્યાં જ બારીમાંથી પવનનો એક સપાટો આવ્યો ને કેટલાંય સૂકાં પાંદડાં અંદર વહી આવ્યાં. સૂકાં પાંદડાં અને ધૂળને કારણે બસમાં કશું દેખાતું જ નહોતું. મને થયું કે હવે જરા પગ ઉપર લઈને આરામથી બેસું, મેં મારી આજુબાજુ નજર કરી તો કોઈ દેખાયું નહિ. એકાદ બે સીટ પર કોઈ શરીર લંબાવીને આડેપડખે થયા હોય એવો આભાસ થયો. મેં પવનના સૂસવાટાને કારણે બારીનો કાચ બંધ કર્યો. સહજ જ મારી નજર એમાં પડતા પ્રતિબિમ્બ તરફ ગઈ. મેં જોયું તો એમાં કોઈ વિચિત્ર જ માણસ

મને દેખાયો. એની એક આંખની જગ્યાએ માત્ર કાણું હતું. એનો નીચેનો હોઠ લબડી પડ્યો હતો. એના મોઢામાંથી લાળ જેવું કશુંક ટપકતું હતું. મેં મારી બન્ને આંખો તપાસી લીધી. એ તો એને ઠેકાણે જ હતી. હોઠ પર હાથ ફેરવ્યો તો ત્યાં કશી ભીનાશ નહોતી. એકદમ હું ભયથી ધ્રૂજી ઊઠ્યો. તો આ ચહેરો કોનો ? કોઈ કાચની બીજી બાજુથી મને જોઈ રહ્યું હશે ? કે પછી આ બધી મારા મનની જ ભ્રાન્તિ ! હું બોલવા ગયો. ‘કણ્ડક્ટર.’ મારા શબ્દો ચારે બાજુથી પડઘાઈને પાછા આવ્યા. હું સફાળો ઊભો થઈ ગયો. જોયું તો આખી બસ ખાલી હતી. મને થયું કે ઊંઘમાં હું ઊતરવાનું ભૂલી ગયો હોઈશ. આથી હું ઊઠીને બારણા તરફ વળ્યો. પણ બસ તો ઝડપથી દોડી રહી હતી. એની ગતિના આંચકાથી હું પાછો સીટ પર ફસડાઈ પડ્યો. મેં ડ્રાઇવરની સીટ તરફ જોયું તો ત્યાં કોઈ હોય એવું લાગ્યું નહિ. કદાચ ડ્રાઇવર કશુંક લેવા નીચે વળ્યો હશે. પછી ભયના માર્યા મેં એ તરફ નજર કરી નહિ. બસ દોડી રહી છે કે નહિ તેની ખાતરી કરવા મેં બારીની બહાર નજર કરી તો ચારે બાજુ મેદાન હતું. એકે વૃક્ષનો અણસાર સરખો નહોતો. એકાએક પંખીઓનું એક ટોળું, કિકિયારી કરતું, ઉપરથી પસાર થયું ને એનો લાંબો પડછાયો છવાઈ ગયો. પવન વાયો ને એવી તો ધૂળ ઊડી કે આંખ સામે બધું એકાકાર થઈ ગયું. થોડી વાર રહીને આંખો ખોલી તો દૂર દૂર એક શહેર હોય એવો ભાસ થયો. એનાં મકાનો એકના પર એક ટેકવ્યાં હોય એવું લાગતું હતું. કોઈક વાર જાણે એ પવનમાં ડોલતાં પણ લાગતાં હતાં. એ બધાં હમણાં પડી જશે કે શું એવી ભીતિથી હું કંપી ઊઠ્યો. પછી બસ એક ઢોળાવ ઊતરવા લાગી ને નીચે ને નીચે જતી ગઈ. ચારે બાજુએ ડુંગરની ધાર જાણે ભીંસી નાંખતી હોય તેમ નજીક ને નજીક આવવા લાગી. ઢોળાવને કારણે કે કેમ પણ બસની ગતિ એકદમ વધી ગઈ હતી. ડુંગરોએ દૃષ્ટિસીમાને આવરી લીધી હતી. આથી પેલું શહેર દેખાતું બંધ થઈ ગયું હતું. બસ થોડી વાર રહીને ફરી ખુલ્લા અવકાશમાં આવી, મેં જોયું તો રસ્તાની ધારે થઈને મોટું પશુઓનું ધણ જઈ રહ્યું હતું. બસ એટલા તો વેગથી જતી હતી કે પશુઓનાં માત્ર કાળાં ટપકાં જ દેખાતાં હતાં. એમાંનાં એકાદ બે તો કદાચ બસ નીચે ચગદાયાં પણ હશે, કારણ કે મને આછા ચિત્કાર જેવું કશુંક સંભળાયું હતું. આ પછી મેં હિંમત કરીને ડ્રાઇવરની સીટ તરફ જોયું તો ત્યાં કશાક આકારનો ભાસ થયો. ટુરિસ્ટો માટેની બસમાં હોય છે તેવું લાઉડસ્પીકર આ બસમાં હશે એની મને ખબર નહોતી. પણ એ લાઉડસ્પીકરમાંથી કોઈક કશું કહી રહ્યું હતું. મેં એ સાંભળવાનો પ્રયત્ન

કર્યો, પણ પવનના સૂસવાટામાં મને કશું સંભળાયું  નહિ. ખૂબ પવન હોવા છતાં મેં બારીની બહાર મોઢું કાઢીને જોયા કર્યું. કોઈ વાર એકલદોકલ માણસ દેખાયાં હોય એવું લાગે પણ એની ખાતરી કરવા જાઉં ત્યાં તો બસ ખૂબ આગળ નીકળી ગઈ હોય. થોડી વાર થઈને બસ એકાએક ડોલવા લાગી. મને લાગ્યું કે કોઈ મોટો વળાંક આવ્યો હશે. હું સળિયાને પકડીને સમતુલા જાળવીને બેઠો. મેં રસ્તા પર આગળ નજર કરી તો લોકોનું મોટું ટોળું સામેથી આવી રહ્યું હોય એવું મને લાગ્યું. બસને પૂરપાટ દોડી રહેલી જોવા છતાં એમાંનું કોઈ સહેજેય બાજુએ ખસતું નહોતું. બસ તો એ ટોળાની નજીક ને નજીક ધસ્યે જતી હતી. મને તમ્મર આવ્યાં. મેં આંખો બંધ કરી દીધી. એક મોટો આંચકો આવ્યો. મને લાગ્યું કે હું ક્યાંક શૂન્યમાં ફંગોળાઈ રહ્યો હતો. મેં આંખો ખોલી. જોયું તો હું બસની રાહ જોતાં ટોળાં વચ્ચે ઊભો હતો. ત્યાં બસ આવી, ટોળાંએ મને ધકેલ્યો. હું બે ઊભેલા માણસોની વચ્ચે દબાઈને ઊભો રહ્યો. હું મારી આગળના માણસની માત્ર પીઠ જ જોઈ શકતો હતો. બસ ચાલવાની ગતિનો પણ મને અનુભવ થયો નહોતો...

25

# પ્રથમ મનોયત્ન

ગઈ રાતે સૂતો ત્યારે યુફોરિયાની સ્થિતિ હતી. ધીમે ધીમે હું તન્દ્રામાં સરતો ગયો. કાંઈ કેટલાય પ્રસંગો મારાં મનશ્ચક્ષુ સમક્ષ ભજવાતા ગયા. એ બધું એટલી ત્વરિત ગતિએ બનતું હતું કે કશાંની સ્પષ્ટ છાપ અંકાયેલી રહેતી નહોતી. ઘણી વાર તો બધું એકબીજામાં ભળીને અવનવી ભાત ઉપસાવતું હતું. દરેક સ્વપ્નમાં મારી છબિ બદલાતી ગઈ. કેટલુંક એવું પણ હતું જેની રેખાઓ ગોઠવીને કશા સ્પષ્ટ આકાર રચી શકાતા નહોતા. કેટલાંક સ્વપ્નોમાં તો જે બનતું હતું તેનાથી હું બહુ દૂર રહી જતો હતો, એ ઘટના સુધી પહોંચવાનો હું મરણિયો પ્રયત્ન કરતો હતો, પણ તેમ તેમ એ ઘટના દૂર સર્યે જતી હતી. આખરે મારો શ્વાસ રૂંધાવા લાગતો હતો અને હું જાગી જતો હતો. લગભગ આખી રાત એવું ચાલતું રહ્યું. પછી રાત્રિના છેક છેલ્લા પ્રહરે ધીમે ધીમે હું નિદ્રામાં ઢળી પડ્યો. સવારે જાગ્યો ત્યારે મન હજી થોડી ઉત્તેજનાની સ્થિતિમાં જ હતું. પથારીમાંથી ઊઠીને ઊભો થવા ગયો ત્યારે પગ સ્થિર નહિ રહ્યા, ચક્કર આવતા હોય એવું લાગ્યું. હું સહેજ ગભરાઈ ગયો. દર્પણમાં મેં મને જોયો. મારી છબિ ઝાંખી ઝાંખી દેખાતી હતી. હું ફરી પથારીમાં બેસી ગયો. બારીની બહાર નજર કરી, મનને કશાકમાં પરોવવાનો વિચાર કર્યો. રોજના પાણીમાં પારિજાતનાં થોડાં ફૂલ તરતાં હતાં. કલકલિયો રામફલી પર બેસીને હોજમાંના દેડકાને પકડવાની વેતરણમાં હતો. કાબરા અને લેલાં વચ્ચે ઝગડો ચાલતો હતો. આ બધું જોવા છતાં મારું મન હજી સ્વસ્થ થયું નહોતું. એ કશેક ભાગી છૂટવા ઇચ્છતું હતું. ધીમે ધીમે બધું સ્વચ્છ દેખાવા લાગ્યું. હિમ્મત કરીને ઊભો થયો.

હવે પગ ડગમગતા નહોતા. ચા પીધા પછી બધું બરોબર થઈ જશે એવી મને આશા બંધાઈ. શહેર થોડે દૂર, પોતાના ઘાને જીભથી ચાટતાં બેઠેલાં પશુની જેમ, બેઠું હતું. મારી આંખમાં, એમોનિયાને કારણે, ઝળઝળિયાં આવી જતાં

હતાં. ઘરમાં બધાં વચ્ચે જઈને બેઠો ત્યારે હું પૂરો સ્વસ્થ થઈ ચૂક્યો હતો.

છેલ્લાં નવ વર્ષથી હું એક નવલકથા લખવાનું પાછું ઠેલ્યા કરતો હતો. મારા પ્રકાશકે હવે હું કશું લખી શકીશ એવી આશા છોડી દીધી હતી. કોઈક પૂછતું, 'કેમ, તમારી નવલકથા કેટલે આવી ?' ત્યારે હું થોડી વાર ચૂપ રહી જતો, પછી મોઢું જરા ગમ્ભીર રાખીને કહેતો, 'ચાલે છે.' આ સાંભળીને કોઈક કટાક્ષમાં કહેતું, 'આ વખતે તો તમેય લઘુનવલ લખવાનું છોડીને ડબલડેકર લખવા બેઠા કે શું ?' કેટલાક વિવેચકો, મારી નિષ્ક્રિયતાનો લાભ લઈને, મારી ઠેકડી ઉડાવવા લાગ્યા. મિત્રો મને સ્થળફેર કરવાની સલાહ આપવા લાગ્યા. હું જાણું છું કે મને સ્થળફેર કરવાની કે લખવા માટે વધુ સગવડ મેળવવાની કશી જરૂર નથી. કોઈક વાર મને લાગે છે કે હવે સર્જનનો સ્રોત સુકાઈ ગયો છે. પણ જીવવાનો રસ થોડો જ સુકાઈ ગયો છે ? સક્કરખોર ફૂલના મધને ચૂસે છે, બિલાડી લેલાંને પકડવા તરાપ મારીને બેઠી છે. બે પંજાબી છોકરીઓ મુક્ત હાસ્ય કરતી બારણામાંથી પસાર થાય છે. પાસેની હૉસ્પિટલ તરફ એક ઍમ્બ્યુલન્સ ધસે છે. થોડે દૂર લાઉડસ્પીકર પર સિંધીઓની કથા ચાલે છે. સામેના ઘર પર ચઢેલી બોગનવેલિયાનાં ગુલાબી ફૂલોનાં ગુચ્છો પર સવારનો તડકો ફેલાયો છે. વાવાઝોડામાં પડી ગયેલા લીમડાના લાકડાને વહેરણિયાઓ વહેરી રહ્યા છે. ગલગોટાનાં પાંદડાં ખાઈને ગોકળગાય રૂપેરી તાર મૂકતી ધીમે ધીમે જઈ રહી છે. ભીંત પરના સિંદૂર વર્ણ ગણપતિના મુખ પર સવારનો તડકો સ્મિત મૂકી જાય છે. વચ્ચે એક મુરબ્બી આવીને બેસે છે. આ જમાના વિશે ઘણી બધી ફરિયાદો કરે છે. મારી વ્યવહારશૂન્યતા વિશે ટકોર કરે છે. એમની આત્મતુષ્ટિની દયા ખાવી કે અદેખાઈ કરવી તે મને સમજાતું નથી. આ બધું જોયા કરું છું ને એ દરમ્યાન મારા મનમાં થોડો થોડો વિષાદ ઝમ્યા કરે છે.

મારો લખવાનો ઓરડો જુદો નથી. બેઠકના ઓરડામાં બેસીને જ લખું છું. સેવંતીનાં ફૂલોને જોઉં છું, ગુલાબને જોઉં છું. મનમાં કેમ કશું થતું નથી ? બીજી જ પળે મારું ધૂર્ત મન મને સામો પ્રશ્ન પૂછે છે, 'કશું બનવું જોઈએ એવો લોભ શા માટે ? કશું બનવાને સમય જોઈએ, પણ તારામાં ધીરજ ક્યાં છે ?' હું ધૂંધવાઈ ઊઠું છું. નવ વરસ એ કાંઈ નાનો ગાળો છે ?

લખવા બેસું છું. કોરા કાગળ પરનો વિસ્તાર અનન્ત અને અપરિમેય લાગે છે. મારા બે-ચાર શબ્દો એમાં ધ્રૂજતા ઊભા રહેશે ? મને એ શબ્દોની દયા આવે છે. આજે લખવાનું ટાળવા માટે કારણો શોધું છું. આજે સવારથી જ વાત બગડી

છે. એવી શી ઉતાવળ છે ? કાલે જોયું જશે. પણ પછી થાય છે : આવાં બહાનાં શોધીને લખવાનું ક્યાં સુધી ટાળતો રહીશ ? મનને દૃઢ કરું છું. વાત સાચી છે. વાસ્તવિકતા પર મારી ઝાઝી પકડ નથી. એક સાદી સીધી ઘટના લઉં છું, અને એનો અહેવાલ આપવા જાઉં છું કે તરત જ ગઈ કાલે જોયેલાં સ્વપ્નો, ભૂતકાળમાં સાંભળેલો એકાદ શબ્દ અને એવું એવું બીજું એમાં ભળતું જાય છે. કદાચ આ બધાંથી જ મારી વાસ્તવિકતા બનેલી છે. હું મારા વ્યક્તિત્વની સીમામાં બંધાઈ રહીને 'મારાપણું' ઝાઝું જાળવી શકતો નથી. છતાં આ કહેવાતી વાસ્વવિકતામાં આ બીજા તાણાવાણા ગૂંથાતા જાય છે તેની વાત પણ કરવી ગમે છે.

ના, પ્રેમબેમથી મારે શરૂઆત કરવી નથી. એથી ઊલટું એકબીજાથી વિરક્ત થઈ ચૂક્યા પછી નાયકનાયિકા એકબીજાને મળે ત્યાંથી શરૂઆત કરવાનું મને ગમે છે. પછી પણ સમ્બન્ધનો નવો અંકુર ફૂટે, પણ એનાં ઉદ્દીપનો જુદાં હોય. પાત્રોનું વર્ણન કરતાં હું એમના ચહેરામહોરા પર ઝાઝું ધ્યાન આપતો નથી. આ ક્ષિપ્રાની જ વાત કરો ને ! લગભગ રોજ એને જોઉં છું. દરેક નવી મુલાકાતે એ જુદી લાગે છે. એ ક્યાંથી આવી હોય છે તેની પણ અસર પડે છે. સવારના તડકામાં એ કોમળ લાગે છે, સાંજે ઓસરતા પ્રકાશમાં એના મુખ પર થોડી બીજી રેખાઓ ભળે છે. બપોરે એનો ચહેરો બરાબર કોતરાયેલો લાગે છે. આ અનુભવ પરથી જ મને પાત્રો વિશે વાત કરતાં આવો વિચાર આવે છે. આ પાત્રોને બને તેટલી જુદી જુદી અવસ્થામાં જુદા જુદા વાતાવરણમાં મૂકીને જોવાનું બની શકશે ? પછી અધીરો થઈ ઊઠું છું, રખેને વાત વણસી જાય એ બીકથી લખવાનું ટાળું છું. કોઈ સર્વજ્ઞ પાત્ર કથા કહે એ મને અવાસ્તવિક લાગે છે. હું જાણું છું કે એક જ ઘરમાં અમે બધાં કેટલાંય વર્ષોથી સાથે રહીએ છીએ તે છતાં આ ઘર વિશે જ અમારા અભિપ્રાયો જુદા છે. અમે એકબીજા વતી એ વિશે કશું કહી શકતા નથી. આથી મને લાગે છે કે પાત્રો એક જ પરિસ્થિતિની વાત કરતાં હોય ત્યારે આ ગૂંચ પણ પ્રકટ થવી જોઈએ. સર્વજ્ઞ કથા કહેનારની જોહુકમી વાસ્તવિકતાને સરળ સુબોધ રાખવા જતાં એનાં થોડાં પરિમાણોને જ બાદ કરી નાખે છે. પણ જુઓ ને આજે સવારે હું જ મને કેટલો જુદો લાગું છું. આજે મારો અવાજ થોડો બદલાયો છે. પણ એ ફેર કેવો છે એ કેવી રીતે વર્ણવવું ? મારી આંખોમાં થોડી નવી છાયાઓ ભળી છે. એથી જેને દરરોજ જોઉં છું તેનું પોત થોડું બદલાયું છે. આ દીવાલો થોડી પોકળ લાગે છે, બારીઓ ધૂંધળી લાગે છે.

ઘરની વ્યક્તિઓની પાછળ એક બીજા આકારનો આભાસ દેખાય છે. આથી

જ તો હમણાં હમણાંથી હું ઝાઝું બોલતો નથી. જે જોઉં છું, સાંભળું છું તેને તેવે ને તેવે જ રૂપે રજૂ કરું તો ઘરનાં માણસો મારે વિશે સાશંક બનીને ચિન્તા કરે. આથી અમારી વચ્ચે જે વાસ્તવિકતા વિશે સમ્મતિ છે તે કૃત્રિમ વાસ્તવિકતાને જ નજર સામે રાખીને હું વર્તું છું. આમ કરવાનો પણ શ્રમ પડે છે. મારાં પાત્રો જો આવો શ્રમ અનુભવે તો એનું પણ વાસ્તવિક વર્ણન મારે કરવું જ જોઈએ ને !

મારા શુભેચ્છક મિત્ર કહે છે, 'આવું દીર્ઘસૂત્રીપણું રાખશે તો તું કદાચ લખી જ નહિ શકે.' જોયું ને, હું મારી રીતે વાસ્તવનિષ્ઠ બનવા જાઉં છું તો દીર્ઘસૂત્રી લાગું છું. પણ હવે તો હુંય થોડો ડગી ગયો છું. નવ નવ વરસ સુધી આવું બધું કાંતતો બેસી રહું તો કદાચ એમાં હું જ ફસાઈ જાઉં. કદાચ એવું જ થઈ ચૂક્યું છે, ને છતાં આજે કોરા કાગળ સામે લખવા બેસું છું.

સૌથી મોટી મુશ્કેલી તો ભાષા વિશે છે. બધાં જે ભાષા વાપરે છે તે વાપરવા છતાં એમાં મારે ગાંઠનું આગવાપણું ઉમેરવાનું છે. એમ કરવા જતાં મારી ભાષા કેવળ મારી જ બની રહે તોય આફત. શબ્દો તો એકબીજાથી હંમેશાં નોખા રહેતા નથી, કોઈ શબ્દ એવા તો અધીરા હોય છે કે પૂરા લખીએ તે પહેલાં અર્ધેથી જ ભાગી જાય છે. કેટલાક શબ્દો બીજા શબ્દોમાં એવા ભળેલા હોય છે કે એને છૂટા પાડવાનું અને વાક્યમાં વ્યવસ્થિત ગોઠવવાનું અઘરું પડે છે. એથી જ તો કેટલાક લોકો ભાષામાં પ્રવાહિતાની વાત કરે છે તે મને બેહૂદી લાગે છે. ભાષા કોઈક સ્થાને થમ્ભી જાય છે. ઘૂમરી ખાય છે, કોઈક સ્થળે છીછરી બને છે, તો કોઈક વાર એવી તો ઊંડી બને છે કે એમાંથી અર્થ એકદમ બહાર લાવી શકાતો નથી. એમાં અનેક જાતના રણકા હોય છે, કોઈક વાતાવરણમાં એ રણકો બોદોય બને, કોઈ વાર ભાષા કંટાળો ઊભો કરે અને વાચકને દૂર ભગાડે પણ ખરી. હું કબૂલ કરું છું કે આ બધું કરવું બિલકુલ જરૂરી હોવા છતાં હું આ કહેવાતી સુબોધતા જાળવી રાખવાને કારણે એ કરી શકતો નથી. મને એનો ખેદ છે.

હું જાણું છું કે હું જ્યાં જાઉં છું ત્યાં આ ઘર, એમાં બનતી ઘટનાઓ, આ શહેર, એમાં વસતા માનવીની યાતનાઓ, મારા જુદી જુદી વ્યક્તિઓ સાથેના ઓછીવત્તી ઘનિષ્ટતાવાળા સમ્બન્ધો, એમાંથી ઊભા થતા સંઘર્ષો, આજની જાગતિક પરિસ્થિતિમાં માનવીની નિયતિ – આ બધું મને વળગેલું જ રહે છે. કોઈક વાર એમાંનું જ કશુંક તીવ્ર બની ઊઠે છે, તો કોઈક વાર, એનાથી જ કશીક ભવિષ્ય વિશે ઊભી થયેલી ચિન્તાને કારણે, હું મારામાં જ ખોવાઈ જઈને શૂન્યમનસ્ક બની જાઉં છું. કોઈ વાર થાકેલું મન સુસ્ત બની જાય છે. એવે વખતે, કોઈની

સાથે વાત ચાલતી હોય છે ત્યારે ય, ઉદાસીન બની જઈને કશુંક અસ્પષ્ટ એકાક્ષરી બોલીને હોંકારો પુરાવ્યા કરું છું. સામી વ્યક્તિ કશોક પ્રશ્ન પૂછે છે ત્યારે ય, 'હં' કહીને બેસી રહું છું ત્યારે પેલી વ્યક્તિ મારા આ બેધ્યાનપણાથી પહેલાં તો છોભીલી પડી જાય છે, પછી છંછેડાય છે. આ દરમ્યાન મને ખબર પડે છે કે કશુંક બફાયું છે, પણ હવે એ સુધારી લેવાની મારી જહેમત મને વધુ છતો કરી દેશે એ બીકે હું બાઘો બનીને બેસી રહું છું.

આપણો બધાંનો આવો જ અનુભવ હશે. છતાં આપણે નવલકથા વાંચીએ છીએ ત્યારે એમાંનાં પાત્રો, આ બધાંથી નિર્લિપ્ત, જે પ્રસંગ પરત્વે ઉપસ્થિત થયાં છે તે પ્રસંગ પૂરતું જ જીવતાં હોય એવી રીતે, આપણી આગળ રજૂ થાય છે. મને એક વાચક તરીકે આ ઘણું ખૂંચે છે. વાસ્તવિકતાનો ધજાગરો ફરકાવનારા લેખકો પણ આવું જ કરતા હોય છે તે જોઈને મને ભારે રમૂજ થાય છે. પાત્રનું મનોગત રજૂ કરવાનું આપણે ત્યાં, ગોવર્ધનરામના સમયથી જ, સહેલું બની ગયું છે, પણ નક્કર વાસ્તવિકતાનાં પ્રતિરૂપોનું નિર્માણ કરવાનું મને તો અઘરું લાગે છે. મોટા ભાગના લેખકો એ ટાળતા આવ્યા છે. ભજવાતા નાટકના પ્રસંગો વાસ્તવિકતામાંથી છૂટા પાડીને એક પ્રકારની કૃત્રિમતામાં 'ફ્રેઇમ' કરેલા હોય છે, એવું જ કશુંક નવલકથામાં પણ બનતું હોય છે.

એક બીજી પણ મને મુશ્કેલી લાગે છે. (તમને લાગશે કે હું ન લખવાનાં કારણો આપવામાં જેટલો ઉત્સાહી છું, તેટલો લખવા માટે નથી.) આપણા નગણ્ય જીવનમાં પણ, આપણી દૃષ્ટિએ, ગણનાપાત્ર કશુંક બન્યું હોય છે. જુવાનીમાં કરેલો પ્રેમ, અથવા તો પ્રેમ કર્યો હોવાની ભ્રમણા, આપણને ક્યાં સુધી વળગેલી રહે છે ! ભારત દેશમાં થોડીઘણી ગરીબાઈનો અનુભવ તો બધાને હોય છે. આપણા એ અનુભવનું અતિરંજિત ચિત્ર આપવાની આપણને લાલચ થઈ જાય છે. ઘરમાં, સમાજમાં કે દેશમાં આપણને સૌને થોડું સહેવાનું તો આવે જ છે. એથી આપણે શહીદ કે વિદ્રોહી હોવાનો દેખાડો કરવા તત્પર થઈ જઈએ છીએ. સૌથી મહત્ત્વની વાત તો એ કે આપણામાં અમુક નિર્બળતાઓ હોય છે તે હકીકત આપણે કચવાતે મને સ્વીકારીએ છીએ. આમ છતાં, કેટલીક નિર્બળતાઓને આપણે આપણા વ્યક્તિત્વના મહત્ત્વના વ્યાવર્તક લક્ષણ તરીકે ઓળખાવીને ગૌરવ નથી અનુભવતા ? કથીર જેવી નિર્બળતાને કંચન જેવા (આપણને લાગતા) વાગાડમ્બરથી આપણે નથી શણગારતા ? વળી એ પણ સાચું કે આપણે કશુંક સારું થયું હોય એમાં નિમિત્તરૂપ બન્યા હોઈએ છીએ. એને વારેવારે મમળાવીને,

બહેલાવીને, કહેવાનું આપણે ચૂકતા નથી. કેટલીક વાર આ બધું આપણે આડમ્બરી નમ્રતાથી કહેતા હોઈએ છીએ. ભાષા એની ચાડી ખાતી જ હોય છે. દુર્ગુણની પણ એક અનિવાર્યતા આપણા વ્યક્તિત્વમાં હોય છે, જેને કદાચ સન્તો સમજી શકતા નથી. પણ આપણે લખવા બેસીએ ત્યારે સન્તનો સ્વાંગ સજવાની જરૂર ખરી ? આપણા વ્યક્તિત્વનો પૂરો અહેવાલ આપી શકાતો નથી, તેથી જ આપણે સૌ અમુક રીતે ગૂઢ અને અકળ, આપણે માટે તેમ બીજાંઓ માટે, હોઈએ જ છીએ. છતાં એવું કેમ બને છે કે આપણાં પાત્રોમાં કશું અકળ કે ગૂઢ રહેતું જ નથી ?

હું આવું બધું વિચારું છું તેથી જ કદાચ કલમ હાથમાં લેતાં ખચકાઉં છું. સર્જનનો પ્રવાહ બલવત્તર હોત તો કદાચ આ બધું વિચારવાનો મોકો જ ન હોત. આ બધું વિચારું છું તેથી, મારી દૃષ્ટિએ પણ જે સન્તોષકારક લાગે તેવું લખી જ શકીશ એવી ખાતરી નથી, હજી માનું છું કે લખવું તો જોઈએ જ, કારણ કે લખવાથી જ આ બધી સમસ્યાઓ ઉકેલી શકાય.

તો ક્યાંથી શરૂ કરું ? એકી વખતે બેથી વધારે પાત્રોને સમાલી લેવાની મારામાં ગુંજાયશ નથી. એક જ પાત્ર, કોઈ પ્રસંગે, હોય તો તેને નભાવવું જરા અઘરું છે; ક્યાં તો એ સ્વગતોક્તિ કરે, ક્યાં તો તમે એનું અને એ જે પરિસ્થિતિમાં છે તેનું વર્ણન કરો. એ પાત્ર એકલું કંટાળતું હોય તો ભાષા દ્વારા એ કંટાળો ઊભો નહિ કરવો જોઈએ પણ વાચકનું મનોરંજન જો આપણું ધ્યાન રોકતું હોય તો આપણે એવી હિમ્મત શી રીતે કરીએ ?

જોયું ને, હું આ બધું ટાઘલું કરીને મારે જે લખવાનું છે તેને ટાળતો રહું છું. પણ હવે તો મારે થોડું, રેઢિયાળ પણ, લખવાનું જોખમ ખેડવું જ પડશે.

વાંચતાં વાંચતાં મને કંટાળો આવતો હતો, મેં ચોપડી બાજુએ મૂકી ને હું સહેજ આડે પડખે જ થવા જતો હતો ત્યાં કોઈએ બારણું ઠોક્યું. ઘડીભર તો મને પડ્યા રહેવાનું જ મન થયું, પણ પછી હું ઊભો થયો ને બારણું ઉઘાડ્યું. મારી આંખ પર તડકો આવતો હતો તેથી આવનારનું મોઢું બરાબર દેખાતું નહોતું, છતાં મેં કહ્યું, ‘આવો.’ એટલું કહીને એ વ્યક્તિ તરફ જોયા વિના હું મારી જગ્યાએ જઈને બેઠો.

આ શહેરમાં આવ્યાને બે દિવસ થઈ ગયા. એક વાર તો પુરુના ઘર પાસેથી જ પસાર થઈ ગઈ. એના ઓટલા પરનો એ બાંકડો જ્યાં બેસીને અમે ગપ્પાં મારતાં તે હજી હતો. મારું મન શું હતું ને શું નહોતું તેના હિસાબ ગણવા જતું હતું, મેં એને વાર્યું પછી હું તો સવારે જઈ જ ચઢી. મારું મન તો મને કહેતું હતું, આવી રેઢિયાળ ને રોતલ પરિસ્થિતિ શા માટે ઊભી કરે છે ? દૂરથી તારા મનની આંખથી જ જોઈ લે

મારો કંટાળો ઉઘાડો નહિ પડી જાય એ માટે, સભાનતાપૂર્વક સહેજ હસીને મેં આવનાર સામે જોયું. અરે, એ તો હતી દમુ. (હું લાગણીના આવેગથી 'દમુ....' કહી ઊઠવા જતો હતો. વીસ વર્ષ પહેલાંના એ નામના મારા ઉચ્ચારનો રણકો ફરી સંભળાશે તો....એ બીકે હું પૂરી સ્વસ્થતાથી બોલ્યો) 'ઓહો દમયન્તી, તું ક્યારે આવી ?' મારો પ્રશ્ન જાણે એણે સાંભળ્યો નહિ હોય તેમ એ મારી સામે જોઈ રહી. પછી એણે એક નજર ઘર તરફ ફેરવી, જાણે એની આંખો ભીંત પરના ફોટાની કશીક ગણતરી કરતી ન હોય ! આ બધા અસબાબ વચ્ચે હું કદાચ એને અજાણ્યો લાગતો હોઈશ. હું અધીરો બનીને એ કશું બોલે એની રાહ જોવા લાગ્યો. એમ છતાં એ કશું બોલી નહિ ત્યારે આખરે મેં પૂછ્યું, 'પાણી આપું ?' એના જવાબની રાહ જોયા વિના હું અંદર પાણી લેવા ગયો. હું બહાર આવ્યો એ દરમ્યાન એ ઊઠીને અંદરના ઓરડા તરફ જવું કે નહિ તેની દ્વિધા અનુભવતી હતી. મારે એને કહેવું હતું. 'દમુ, આ તો સાત નહિ, પણ સાડાસાતસો કોઠાનો વ્યૂહ છે. એમાં તું પગ નહિ મૂકીશ.' મારા હોઠ કંઈક ઉચ્ચારવા ગયા. એણે મારા તરફ ડગલાં ભરીને પાણીનો પ્યાલો હાથમાં લેતાં કહ્યું, 'હું અહીં આટલે વર્ષે પાણી પીવા નથી આવી.' મારે વાત એ દિશામાંથી વાળી લેવી હતી, એટલે મેં કહ્યું, 'તો હું ચા કરું ?' એ સાંભળીને એ હસી પડી. એના હસવાનો રણકો થોડો બદલાયો હતો. એમાં થોડી ભીનાશ ભળી હતી, એ કદાચ ને !' પણ વીસ વરસ પહેલાંની દમુ 'પુરુ પુરુ' કરતી છલાંગ મારીને કૂદી પડી. એણે જ જઈને બારણું ઠોક્યું. એકદમ બારણું ખૂલ્યું નહિ. મારી છાતી ધકધક થવા લાગી. એ નહિ હોય તો ? શું કરું ? પાછી જતી રહું ? ત્યાં તો એણે બારણું ખોલ્યું. મેં એની આંખમાં અપરિચયની અનિશ્ચિતતા જોઈ ને મને આઘાત લાગ્યો. જે મને કહેતો, આ પુરુરવા તો તને સ્વર્ગમાંથીય પાછી ખેંચી લાવશે, તે આવો નિશ્ચલ ! પછી એણે મને ઓળખી, એ જાણે કોઈ પરિચિતને ઔપચારિક રીતે સમ્બોધતો હોય તેમ બોલ્યો 'દમુ' – છતાંય એને હોઠે ઉચ્ચારાયેલો એ 'દમુ' શબ્દ સાંભળતાં ઘણું બધું ઝંકૃત થઈ ઊઠ્યું. એ દરમિયાન એણે પૂછ્યું, 'તું ક્યારે આવી ?' પણ એ તો જાણે મેં સાંભળ્યું જ નહિ. મારો પુરુ આ ઘરમાં જ ક્યાંક ખોવાઈ ગયો છે. મારી આંખો ઘરને ખૂણે ખૂણે ફરી વળી. સામેના કાચના કબાટમાં મેં મને જોઈ. થોડી સ્થૂળ, થોડી ઠાવકી એવી સ્ત્રી. આ જ ઓરડામાં અમારો કૉલેજનો ગ્રુપ ફોટો હતો તે હું શોધવા લાગી. ત્યાં એણે પૂછ્યુ 'પાણી લાવું ?' હું એનો શો જવાબ આપું ? હજી એની જ અવઢવમાં હતી ત્યાં એ અંદર જતો રહ્યો. હું અધીરી બનીને ઊઠી. મને થયું અંદર જઈને હું એને કહી નાંખું, 'જો પુરુ, આ દમયન્તી શ્રોફ છે, મુંબઈ ગિરગામમાં રહે છે. એને પતિ છે. સારું કમાય છે. હું અહીં છું, છતાં મારાં સુલુ રેણુ મારી આંગળી ખેંચ્યા કરે છે, તું આ દમયન્તી શ્રોફને મળી લે ને !' પણ ત્યાં તો એ પાણીનો પ્યાલો

મારી કલ્પના પણ હોય. ત્યાં છાપાવાળો છાપું નાખી ગયો. હું જાણે વાંચવું એ જ એક અગત્યની પ્રવૃત્તિ હોય તેમ વાંચવા લાગ્યો. એણે પાસે આવીને કહ્યું, 'કેમ, એમાં મારા અહીં આવવાના સમાચાર છપાયા છે?' મેં એની સામે જોયું. જે હાથે મારા કાન ઘણી વાર આમળ્યા હતા તે હાથને પકડી લેવાનું મન થયું. તે વખતે મારે એને કહેવું હતું, 'દમુ, આમ ફરી ન અવાય. એ દમુ નથી અને એ પુરુ પણ નથી. તું અહીં શું જોવા આવી છે ? લે ગણી લે મારા મોઢા પરની કરચલી, જોઈ લે આંખની ફિકાશ. પણ હું બોલ્યો, 'કેમ ચાલે છે ? બધાં મજામાં ને ?' ત્યાં અંદર બિલાડીએ કશુંક પાડ્યું ને હું દોડ્યો.

હાથમાં લઈને આવ્યો. મેં પરિસ્થિતિને સ્વાભાવિક બનાવવાને એ પ્યાલો એની પાસે જઈને એના હાથમાંથી લઈ લીધો. મને થયું કે આખો પ્યાલો લઈને એની આંખમાં પાણી છાંટું. પણ મેં એ તોફાની દમુને વારી. ઘણે વર્ષે સારું આતિથ્ય માણવાની આશાએ આવેલી વ્યક્તિની જેમ હું બોલી, 'હું અહીં આટલે વર્ષે પાણી પીવા નથી આવી.' પેલી દમુડી તો વળી કૂદી પડીને બોલવા જતી હતી. 'અલ્યા, કાઢ ને તારા ખિસ્સામાંથી મારે માટે લાવ્યો છે તે બદામ.' ત્યાં એણે પૂછ્યું, 'ચા કરું ?' એ સાંભળીને ભૂતકાળમાં એ અણઘડે ચા કરવાના જે પ્રયત્નો કરેલા ને જે છબરડા વાળેલા તે મને યાદ આવ્યું, હું હસી પડી. એ હું નહિ પણ ત્યારની દમુ અને આજની દમુ બે ભેગાં હસી પડ્યાં. ત્યાં છાપું આવ્યું, ને એ છાપાંના બખ્તર પાછળ છુપાઈ ગયો. હું એના હાથમાંથી છાપું ખેંચી લેવા જતી હતી, એનો હાથ પણ મારા હાથ તરફ વળ્યો. હું ગભરાઈ. એ કોનો હાથ પકડશે ? 'અલી દમુડી, તું ક્યાં છે ?' ત્યાં એણે ક્ષેમકુશળ પૂછ્યા. ત્યાં બિલાડીએ અંદર કંઈક પાડ્યું ને એ વળી અંદર ભાગ્યો. હું એકલી પડી ગઈ...

## સંપાદિત વાર્તાઓના પ્રથમ પ્રકાશનની વિગતો

| વાર્તાશીર્ષક | વાર્તાસંગ્રહ/સામયિક | પ્રકાશન વર્ષ/અંક | |
|---|---|---|---|
| જન્મોત્સવ | 'ગૃહપ્રવેશ' | 1957 | – |
| વૈશાખસુદ અગિયારસ | 'ગૃહપ્રવેશ' | 1957 | – |
| પાંચમો દાવ | 'ગૃહપ્રવેશ' | 1957 | – |
| નળદમયંતી | 'મનીષા' | 1955 | જૂન-જુલાઈ |
| 'વારતા કહો ને !' | 'મનીષા' | 1955 | ડિસેમ્બર |
| ગૃહપ્રવેશ | 'મનીષા' | 1956 | જાન્યુઆરી |
| કુરુક્ષેત્ર | 'સંસ્કૃતિ' | 1958 | જુલાઈ |
| લોહનગર | 'વિશ્વમાનવ' | 1958 | જાન્યુઆરી |
| થીગડું | 'વિશ્વમાનવ' | 1958 | ડિસેમ્બર |
| એક મુલાકાત | 'અપિ ચ' | 1964 | જાન્યુઆરી |
| રાક્ષસ | 'ક્ષિતિજ' | 1963 | સપ્ટેમ્બર |
| વરપ્રાપ્તિ | 'ક્ષિતિજ' | 1962 | સપ્ટેમ્બર |
| પ્રત્યાખ્યાન | 'ક્ષિતિજ' | 1961 | ડિસેમ્બર |
| વર્તુળ | 'ક્ષિતિજ' | 1961 | ઑક્ટોબર |
| વીરાંગના | 'અપિ ચ' | 1964 | જાન્યુઆરી |
| વાર્તાની વાર્તા | 'ક્ષિતિજ' | 1964 | મે |
| આંધળી માછલીઓ | 'ક્ષિતિજ' | 1964 | ડિસેમ્બર |
| વલય | 'ન તત્ર સૂર્યો ભાતિ' | 1967 | – |
| બે સૂરજમુખી અને | 'નવભારત' | 1966 | નવેમ્બર |
| અને મરણ | 'નવભારત' | 1966 | નવેમ્બર |
| પદ્મા તને | 'નવભારત' | 1966 | નવેમ્બર |
| પંખી | 'સમર્પણ' | 1970 | ઑક્ટોબર |
| એકદા નૈમિષારણ્યે | 'કંકાવટી' | 1974 | જુલાઈ |
| અગતિગમન | 'એતદ્' | 1980 | માર્ચ |
| પ્રથમ મનોયત્ન | 'સાયુજ્ય' | 1983 | માર્ચ |

## સુરેશ જોષીના વાર્તાસંગ્રહો

**ગૃહપ્રવેશ** : ચેતન પ્રકાશન વડોદરા, 1957, બુટાલા પ્રકાશન, વડોદરા, 1973; પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ, 1999

**બીજી થોડીક** : ચેતન પ્રકાશન, વડોદરા, 1958

**અપિ ચ** : મનીષા પ્રકાશન, વડોદરા, 1964

**ન તત્ર સૂર્યો ભાતિ** : રેખા સહકારી પ્રકાશન, અમદાવાદ, 1967

**એકદા નૈમિષારણ્યે** : સાહિત્યસંગમ, સુરત, 1981

## સુરેશ જોષીના નવલિકા વિશેના લેખો

**કિંચિત્** : ચેતન પ્રકાશન, વડોદરા 1960, બુટાલા પ્રકાશન, વડોદરા, 1976

**કથોપકથન** : આર. આર. શેઠની કંપની, મુંબઈ, અમદાવાદ, 1969

## સુરેશ જોષીની વાર્તાકલા - કેટલાક મહત્ત્વના સંદર્ભોની સૂચિ

*પુસ્તકો :*


- વાર્તાવિશેષ : રઘુવીર ચૌધરી, આર. આર. શેઠની કંપની, મુંબઈ-અમદાવાદ, 1976
- સુરેશ જોષીથી સુરેશ જોષી : સુમન શાહ, કુમકુમ પ્રકાશન, અમદાવાદ, 1978
- માનીતી અણમાનીતી : સુરેશ જોષીની કેટલીક વાર્તાઓ, સંપાદન : શિરીષ પંચાલ, સદ્ભાવ પ્રકાશન, અમદાવાદ, 1982
- કર્તા કૃતિ વિમર્શ : રાધેશ્યામ શર્મા, રન્નાદે પ્રકાશન, અમદાવાદ, 1992
- ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાવાદ : પ્રમોદકુમાર પટેલ, પ્રકાશક પોતે, 1993
- સુરેશ જોષી (ગુજરાતી ગ્રંથકારશ્રેણી - 43) : ચન્દ્રકાન્ત ટોપીવાળા, ગૂર્જર, અમદાવાદ, 1996
- આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તામાં કપોલકલ્પનાનો વિનિયોગ : ઇલા નાયક, રંગદ્વાર પ્રકાશન, અમદાવાદ, 1996
- ગુજરાતી વાર્તાસંચય : ખંડ 2, સંપાદક : જયંત પારેખ, શિરીષ પંચાલ, ગુજરાતી વિભાગ, મુંબઈ યુનિવર્સિટી, સંવાદ પ્રકાશન, વડોદરા, 1999
- ટૂંકી વાર્તામાં કથનકેન્દ્ર : શરીફા વીજળીવાળા, પ્રકાશન લેખિકા પોતે, સુરત, 2000

લેખો :

- 'એક મુલાકાત' આસ્વાદ્ય અંશો, અધીત ત્રણ, સંપાદન : જયંત કોઠારી, સોમાભાઈ પટેલ, 1979
- મર્યાદિત ફલકમાં ઊંડાણ તાગવાની મથામણ, જયંત ગાડીત, ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, જુલાઈ-સપ્ટેમ્બર 1976
- સુરેશ જોષીની નવલિકાઓમાં આધુનિકતાવાદી વલણો, જયંત ગાડીત, એતદ્ 53, ઑગસ્ટ 1982
- નવલિકામાં ભાષા, જયંત પારેખ, એતદ્ 91, એપ્રિલ-જૂન 1987
- 'વારતા કહો ને ! સુરેશભાઈ !' સતીશ વ્યાસ, ખેવના, સપ્ટેમ્બર-ઑક્ટોબર 1988
- 'રાક્ષસ' જયંત પારેખ, મુંબઈ સમાચાર, દીવાળી અંક 1997
- 'અગતિગમન' જયંત પારેખ, મુંબઈ સમાચાર, દીવાળી અંક 1998
- 'ગૃહપ્રવેશ' અને 'થીગડું', શરીફા વીજળીવાળા, કંકાવટી, એપ્રિલ 2001

Lasertype setting by Samvad Prakashan, Vadodara and
printed at Shivam Offset Press, New Delhi